**રેજુ ં** ન૦[फा. रजह] પાસાની રમતમા એક એક દાણાનુ જોડકુ (૨) ફેટાનું છોગું (૩) ભાલા ઉપરનો વાવટો. [**રેજા ઉડાવવાં**=મોજ ઉડાવવી; ગમ્મત કરવી.]

**રેજો** પુ૦ [फा ,સર૦ हिं , म रेजा] કાચળીમા વપરાતો સુતરાઉ કે રેશમી કાપડનો કકડો (૨) [સર૦ हिं., म रेजा] ધાતુ ગાળવાની કુલડી

**રેટો** પું૦ [જુઓ રેટો] નાની પાઘડી

**રેઠ** (રે) વિ૦ [જુઓ રોડ] જાડુ રગડા જેવું (૨) સ્ત્રી૦ [સર૦ રઢ] પૂઠ, કેડો

**રેઠબેઠ** અ૦ ['રેઠ' ઉપરથી] (કા ) રગડાની જેમ

**રેઠવવું** સ૦ક્રિ૦ [દે. रड्डु=ગબડેલુ] રોડવવુ, નિભાવી લેવુ (૨) ગબડાવવુ

**રેડવું** સ૦ક્રિ૦ [સર૦ રેલવુ (स प्रेर), म रेडणें] પ્રવાહીની ધાર કરવી (૨) ધાગ ચલાવીને ભરવું, અંદર નાખવુ

**રેડવો** પુ૦[दे. रड्डु?, સર૦ हिं. रहडू रहडू] એક જાતનું ગાડુ

**રેડિયમ** ન૦ [इं] વિદ્યુતશક્તિવાળી એક વિરલ [ધાતુ

**રેડિયો** પુ૦ [इं] તાર વગર, અવાજ દૂર સંભળાવવાનું કે સાંભળવાનુ યંત્ર કે તે ક્રિયા. [**-માં આવવું**=રેડિયો ઉપરથી કહેવાવુ **-માં, પર બોલવું**=યંત્ર દ્વારા ચારે તરફ જાય તે રીતે તેના મુખ્ય મથકે યંત્રમા બોલવુ. **-મૂકવો**=રેડિયો ઉપરથી કાર્યક્રમ સંભળાય તે રીતે તેને શરૂ કરવો. **-લેવો**=રેડિયો મૂકી તેનો કાર્યક્રમ સાંભળવો ]

**રેડી** સ્ત્રી૦ (કા.) એક જાતની ઘોડી

**રેડો** પું૦ [સર૦ म. रेडा] વાછડો; રેડલો

**રેઢિયાળ** (રે) વિ૦ [दे. रीढ=અવગણના, અનાદર?] રઢિયાર, રખડતુ, ધણી વિનાનું (૨) નકામું, નમાલુ. [**-ગાડું**=જોઈતી ઝડપે ન થતુ કામ ]

**રેઢિયું** ( રે) વિ૦ ['રેઢ' ઉપરથી] જાડું, ઘટ્ટ

**રેઢું** (રે) વિ૦[જુઓ રેઢિયાળ] રખડતુ, સંભાળ વિનાનુ (૨) [જુઓ રેડ] ગાઢુ, રેઢિયુ.[**-પડવું** =વીલુ - રખડતુ હોવુ કે થવુ ]

**રેણ** (રે) સ્ત્રી૦ [प्रा. रयणी(सं रजनी), સર૦ हिं रैन] + રાત્રિ (૨) [જુઓ રેણુ] રજ

**રેણ** (રે) ન૦ [સર૦ हिं. रेना, म रेवण, रेवणें] ધાતુની સાંધ કરવાનુ ઝારણ [-કરવું, દેવું]. **૦વું** સ૦ ક્રિ૦ રેણ દેવુ

**રેણી** (રે) સ્ત્રી૦ [જુઓ રેણ] + રાત્રિ

**રેણુ** પુ૦, સ્ત્રી૦ [स ] ધૂળ, રજ

**રેણુક** સ્ત્રી૦[सं रेणुका, સર૦हिं ] એક વનસ્પતિ -ઔષધિ **૦બીજ** ન૦ એક ઔષધ

**રેણુકા** સ્ત્રી૦ [सं ] (સ ) પરશુરામની માતા

**રેત** ન૦ [सं.] વીર્ય

**રેત** સ્ત્રી૦ [स रेतजा ? જુઓ રેતડી, સર૦ हिं , म ] ઝીણી રેતી. **૦દાની** સ્ત્રી૦ લખાણની શાહી સૂકવવા ભભરાવવાની રેત રાખવાનુ પાત્ર

**રેતડી** સ્ત્રી૦ [हिं. रेती (स. री)] નાની કાનસ **-ડો** પું૦ મોટી કાનસ

**રેતલ** પુ૦ [સર૦ हिं.] એક પક્ષી

**રેતવી** વિ૦ ['રેત' ઉપરથી] રેતાળ

**રેતવો** પુ૦ ['રેતી' ઉપરથી] (કા ) ઝીણી રેતી જેવી ધૂળ (૨) ખોદતા બહુ રેતી નીકળે એવો કૂવો

**રેતાળ** વિ૦ ['રેત' ઉપરથી, સર૦ म रेताड] રેતીવાળુ [રેતીનુ

**રેતિયું** ન૦ ['રેત' ઉપરથી] રેતદાની (૨) વિ૦

**રેતી** સ્ત્રી૦ [જુઓ રેત] પથ્થરનો ઝીણો ભૂકો, વાલુકા. [**-માં નાવ ચલાવવું**=પોલ પોલ ચલાવવુ (૨) મિથ્યા પ્રયત્ન કરવો (૩) અશક્ય કામ સિદ્ધ કરવુ, મહાપરાક્રમ કરવુ ] **૦કાગળ** પું૦ રેતી કે કાચની ભૂકી ચોટાડેલો કાગળ

**રેથળ** પું૦ [જુઓ રથ્થડ] કાકરેટનો રથ્થડ

**રેન** (રે) સ્ત્રી૦ [જુઓ રેણ=રજની] રાત (૨) [इं. रेइन ?] લગામ

**રેપ** સ્ત્રી૦ આરોહની મીંડ (સંગીત) [ચિહ્ન

**રેફ** પુ૦[सं.]અક્ષર ઉપર કરાતુ રૂ નુ (ˆ) આકું

**રેફુ** પુ૦ બાતમીદાર, જાસૂસ

**રેફું** સ્ત્રી૦ (કા ) રેતવાનો ઢગલો

**રેફ્રિજરેટર** પું૦ [इं ] જેની અંદર મૂકેલી વસ્તુઓ ઠંડી થઈ સારી રહે અથવા ઠરી જાય તેવુ એક યંત્ર-સાધન

**રેબચો** (રે) પુ૦ [જુઓ રહેબચો, સર૦ म. रेव, रेवट] પાણીની અત્યંત ઢોળાઢોળ, તેથી થયેલો કીચડ

રોગ પું૰ [સં] બગાડ; વિકાર, તંદુરસ્તીમા બગાડો, વ્યાધિ [–ઊપડવો=રોગ થવો રોગવાળો થવો –ઊડવો=રોગનો ચેપ લાગવો; રોગ લાગવો –કાઢવો=વ્યાધિ દૂર કરવો –કાઢી નાખવો=રીસ કે ધૂંધવાટ કાઢી નાખવો (૨) ઠેકાણે આણવું; પાશરું કરવું. –ચડવો=રોગનો ચેપ લાગવો. –ચાલવો= રોગચાળો થવો. –થવો=વ્યાધિ લાગુ પડવો (૨) બગડવું –થવો, ભરાવો= માઠું લાગવુ –નો ચાળો = રોગચાળો, રોગ ફાટી નીકળવો તે રોગમાં બોલવું= રીસમા બોલવુ.] ૦ચાળો પું૰ રોગનો ફેલાવો. ૦દોગ પું૰, ૦રાઈ સ્ત્રી૰ ન૰ રોગ, વળગાડ વગેરેની પીડા. ૦શય્યા સ્ત્રી૰ રોગીની પથારી (૨) [લા.] મદવાડ, ખાટલો

રોગાન પુ૰,ન૰ [फा. रौग़न] તેલ, મીણ, લાખ વગેરેનું એક જાતનુ મિશ્રણ (લાકડાં, લૂગડા વગેરે ઉપર ચડાવે છે). [–કરવો, ચડાવવો = રોગાનનો લેપ કરવો (૨) ટાપટીપ કરવી (૩) ઉશ્કેરવું –ફરવો=બગડવું, નુકસાન થવુ] –ની વિ૰ રોગાન ચડાવેલુ (૨) પુ૰ રોગાન ચડાવનાર

રોગિયું, રોગિષ્ઠ, રોગી [સં], રોગીલું વિ૰ માંદું, રોગવાળુ [માન; નર્યું

રોગું વિ૰ [સર૰ રોકડું] (કા) નકરું; કેવળ;

રોગો પું૰ ચૂનો

રોચક વિ૰ [સ] રુચિ કરાવે તેવું; ગમતુ

રોચ(–ત)ડી સ્ત્રી૰ [જુઓ રોતડ] અણચી; અંચઈ

રોચન ન૰ [સં] રચવું તે (૨) ભપકો; મનોહર દેખાવ (૩) રોચના. –ના સ્ત્રી૰ લાલસા, ઇચ્છા (૨) સુંદર સ્ત્રી (૩) ગોરોચન

રોચિ ન૰; સ્ત્રી૰ [સં] પ્રભા, તેજ

રોચું વિ૰ [प्रा रोंच, रोच्च=પીસવુ પરથી ?] કરચલીઓ પડી ગઈ હોય એવુ (૨) (રો) [સર૰ म. रोंचणें=ભોંકાવું] રોચુ

રોજ પું૰ [फा.] દિવસ (૨) એક દિવસની મજૂરી (૩) અ૰ હમેશ [–ઊઠીને અ૰ દરરોજ –પડવો=રોજ ન ભરાવો, એક દિવસનું મહેનતાણું જવું –ભરવો=રોજિંદા મહેનતાણે કામ કરવું; દહાડિયા તરીકે કામે જવું. રોજે જવું=જુઓ રોજ ભરવો. રોજે રાખવું=દહાડિયા તરીકે રાખવું] ૦ગાર પું૰ ગુજરાન માટે કરવાનો ધંધો, નોકરી કે ઉદ્યમ. [–ચાલવો=ધંધા કે ઉદ્યમમાં ફાયદો રહેવો, ગુજરાન પૂરતો ઉદ્યમધંધો ચાલવો–મળવો] ૦ગારી સ્ત્રી૰ રોજગાર; કામધંધો ૦દાર પું૰ દહાડિયો. ૦નામું ન૰ જુઓ રોજમેળ. ૦નીશી સ્ત્રી૰ દરરોજના કામની નોંધપોથી; ડાયરી. ૦બરોજ અ૰ [फा.] રોજ રોજ, દરરોજ. ૦મેળ પું૰ દરરોજનો હિસાબ (૨) રોજનો હિસાબ (૩) રોજનો હિસાબ લખવાનો ચોપડો ૦રોજ, –જ દા અ૰ હમેશ. –જિંદાર વિ૰ (૨) પું૰ રોજથી કામ કરનાર –જિંદારી સ્ત્રી૰ રોજગાર (૨) રોજની મજૂરી (૩) કમાણી. –જિંદું વિ૰ રોજનુ. –જી સ્ત્રી૰ રોજગાર (૨) ગુજરાન (૩) રોજની આવક, પેદાશ

રોજડી સ્ત્રી૰ ફજેતી (સુ) (–થવી, કુટાવી)

રોજો પું૰ [अ] મોટા અને ધાર્મિક મુસલમાનની કબર (૨) મુસલમાનનો દિવસનો ઉપવાસ (–કરવો, રાખવો)

રોઝ ન૰ [દે. रोज्झ] ઘોડાને મળતુ એક જગલી પશુ ૦ડી સ્ત્રી૰ રોઝની માદા ૦ડું ન૰ રોઝ. –ઝી સ્ત્રી૰ (કા) એક જાતની ઘોડી

રોઝી, –ઝિયો વિ૰ [इ रोझी ઉપરથી ?] એક જાતનો (કપાસ)

રોટલી સ્ત્રી૰ [सं रोट, दे. रट्टिया, रोट्टग] ઘઉંના લોટની પાતળી ગોળ વાની. –લો પુ૰ હાથે થાપીને બનાવેલી જાડી ભાખરી (૨) [લા.] આજીવિકા [રોટલા થવા=(બે કનકવા) પેચમાં એકઠા થઈ જવા રોટલાનું ભૂખ્યું=આજીવિકા વિનાનું, કગાળ રોટલા ભેગું થવું=ભોજન મળવું (૨) આજીવિકા મળવી રોટલા-વેળા=રોટલા ખાવાનો–ભોજનનો સમય (૨) બપોરના ભોજનનો સમય. રોટલા-સ્નાન કરવું= ભાણા પર બેસવાના સમયે જ નાહવુ રોટલે

રરતું = રોટલા વિના ટળવળતું; કંગાળ રોટલો કરવો = રોટલો બનાવવો (૨) મારી મારીને એવડ વાળી દેવું (૩) કચડી નાખવું –ખોવરાવવો, ટાળવો, પડાવવો = આજીવિકા ખોવરાવવી; ચાલુ ગુજરાન બંધ કરાવવું –ઘડવો = જુઓ રોટલો કરવો (૨) કોઈનું નામ દઈને રડવું; છેડો વાળવો –જવો, તૂટવો = આજીવિકા જવી; રોજી બંધ થવી –થઈ જવું = ચગદાઈને ચપટ થઈ જવું –બગાડવો = રોજી કે ગુજરાનને ખલેલ પહોંચાડવું –વાળવો = (કામ) બગાડી નાખવું, ચૂંથી નાખવું અડધો, આછો પાતળો, જાડો કે સૂકો રોટલો = હલકું પાતળું ખાવાનું, ગુજરા જોગ અન્ન રળીને રોટલો ખાવો = મહેનત કરીને પ્રમાણિક રોજી મેળવીને ખાવું (૨) પૈસાદાર નહીં છતાં દેવાદાર ન હોવું ]

રોટી સ્ત્રી૰[સર૰ हिं ] જુઓ રોટલી(૨)પાઉરોટી ૦વહેવાર પુ૰સાથે જમવા જમાડવાનો સંબંધ

રોડું (રો) ન૰ [મ ] બરાબર પાકતા પહેલા સુકાઈને ચીમળાઈ ગયેલું બેસ્વાદ સોપારી (૨)[લા.][સર૰ મ रोड्या] રાંભુ જડ માણસ

રોઠો પુ૰ [सं रूढ ?] રૂઢ

રોડ વિ૰ (ગ્રે) રેડ, ગાઢું (જાડું સાથે વપરાય છે)

રોડ પું૰ [इं ] રસ્તો, માર્ગ (૨) [?](સુ ) ચઢાવ, ઊંચાણવાળો રસ્તો [(કા ) ગબડાવવું

રોડવવું અ૰ક્રિ૰ [प्रा रुल (सं. लुट् दे लुल)]

રોડા(–લા) પુ૰ [જુઓ રોલા] એક છંદ

રોડા પુ૰ બ૰ વ૰ [જુઓ રોડવવું] દોટ, ગબરડી –ડી સ્ત્રી૰ દોટ; રોડા (–કાઢવી) [કકડો

રોડું ન૰ [सं. लोष्ठ, સર૰ हिं., म रोडा] ઈંટનો

રોઢવાળ વિ૰ બ્રાહ્મણની એક જાતનું

રોઢું ન૰ [જુઓ રોઢુ] મોટું છાણું (૨) રોડું

રોઢો પુ૰ [જુઓ રોઢું] મોટું છાણું (૨) [જુઓ રોંઢો] [કા ] ત્રીજા પહોરનું ભોજન

રોણ ન૰ [સર૰ રૂસણું કે 'રોવું' ઉપરથી ?] બખેડો, ફિસાદ, તોફાન [–માંડવું, લેવું = હઠપૂર્વક રડવું, રડીને કજિયો કરવો ]

રોણ સ્ત્રી૰[જુઓ રોન] રાતની ચોકી [–ફરવી. મારવી = રાતે ચોકી માટે ફરવું ]

રોણ (રો') સ્ત્રી૰ [सं रोहिणी] રોહિણી નક્ષત્ર. [–દાઝવી = રોહિણી નક્ષત્ર વરસાદ વગરનું જવું –રેલવી = રોહિણી નક્ષત્રમા ખૂબ વરસાદ થવો ]

રોણું ન૰ [प्रा. रोवण (सं रोदन)] રુદન

રોતડ, –ડું, –લ વિ૰ ['રોવું' ઉપરથી] ઝટ રોઈ પડે એવું

રોતડી સ્ત્રી૰ જુઓ રોંચડી

રોતું વિ૰ ['રોવું'નું વ૰ કૃ૰] રડતું, રડયા કરતું. [રોતી સૂરત [સર૰ મ रोती सुरत], શિકલ = રોતલ, ઉદાસી કે શોકાર્ત ચહેરો ]

રોદણું(–ણું) ન૰ [જુઓ રોદન] વીતકની કથની (૨) રુદન [રોદણાં રડવાં = હતાશ થઈ દુ:ખની વાત કથા કરવી ]

રોદન ન૰ [सं ] રુદન [પડેલો)

રોદો પુ૰ [सं रोध ઉપરથી] ખાડો (ચીલામાં

રોધ પુ૰ [सं ] અટકાવ. ૦ક વિ૰રોધ કરનારું. ૦ન ન૰રોધવું તે ૦વું સ૰ક્રિ૰રોકવું, અટકાવવું

રોન સ્ત્રી૰ [इं राउन्ड] રાતની ચોકી માટ ફરવું તે [–ફરવી, મારવી] [રોનકવાળું

રોનક સ્ત્રી૰ [अ ] તેજ, ભપકો ૦દાર વિ૰

રોપ પુ૰ [રોપવું પરથી] રોપો, છોડ ૦ણ ન૰ [सं ] રોપવું તે ૦ણહાર વિ૰ રોપનાર ૦ણી સ્ત્રી૰ રોપણ; વાવણી

રોપવું સ૰ક્રિ૰ [सं. रोप्] વાવવું (૨) ખોડવું

રોપાણ ન૰ [રોપવું પરથી] જુઓ રોપણ

રોપિત વિ૰ [सं ] રોપેલું

રોપીટ સ્ત્રી૰ [રોવું + પીટવું] રોકૂટ; રોવું ને છાતી પીટવી તે

રોપો પુ૰ જુઓ રોપ

રોફ(–બ) (રો) પુ૰[જુઓ રુઆબ;સર૰ हिं., म. रोब] ભપકો, દબદબો (૨) પ્રતાપ, તેજ, દાબ. [–કરવો, મારવો = ડોળદમામથી રહેવું. (૨) ઉપરીપણું દાખવવું; દાબ પાડવા જેવું વર્તન કરવું –ચલાવવો, પાડવો, રાખવો દાબ પાડવો, રોફમાં રાખવું. –બેસાડવો = ધાક બેસાડવી, રોફ પાડવી.] ૦દાર વિ૰ રોફવાળું. –ફી(–બી) વિ૰ રોફવાળું

રોબડ વિ૦ [જુઓ ઘોબું; ડોબું] જડ; મૂર્ખ; અરસિક [ઘરેણું
રોબડી સ્ત્રી૦ [સર૦ મ. डोबर] સ્ત્રીઓનું એક
રોબ,૦દાર,–બી જુઓ 'રોફ'માં
રોમ પું૦,ન૦ [સં.] રુવાંટું; રૂં, શરીર ઉપરના વાળ. ૦કૂપ,૦ગર્ત પું૦ રોમવાળું ચામડીનું છિદ્ર. ૦શત્રુ પું૦ હજામ. ૦હર્ષ પું૦ રોમાંચ (૨) વિ૦ રોમાંચ કરે એવું
રોમ ન૦ [ઇં] (સં.) ઇટાલીનું જાણીતું શહેર. ૦ન વિ૦ રોમનું કે તેને લગતું કે તેનું રહેવાસી
રોમંથ પું૦ [સં] વાગોળવું તે
રોમાવલિ (–લી, –ળિ, –ળી) સ્ત્રી૦ [સં.] રુવાંટીની હાર
રોમાંચ પું૦[સં.] (લાગણીથી) શરીર ઉપરનાં રૂંવાં ઊભાં થવાં તે. ૦ક રોમાંચ કરે એવું, રોમહર્ષ –ચિત વિ૦ રોમાંચ થયો હોય તેવું
રોયણ (રો') સ્ત્રી૦ (સં) રોહિણી
રોયણ ન૦ [સં रुदन, પ્રા रोअण] + રુદન
રૉયલ વિ૦ [ઇં] એક ખાસ કદનો (છાપવાનો કાગળ) (૨) શાહી; દરબારી
રોયણી સ્ત્રી૦[મ] નાનું લંગર (મછવાનું)
રૉયલ્ટી સ્ત્રી૦ [ઇં.] લેખક વગેરેને તેમની કૃતિના વેચાણ ઉપર જે મહેનતાણું ઠરાવી આપવામાં આવે તે [(સ્ત્રીઓની ગાળ)
રોયું વિ૦ ['રોવું' ઉપરથી] પીટયું; રડયું
રોલ પું૦ [ઇં. रोल] (વહાણમાં બેસતાં આવતાં) ચક્કર, તમ્મર (૨) એક જાતનું રેશમી કાપડ
રોલ પું૦[ઇં.]આંકણી,૦ર પું૦ગબડે તેવો ગોળ ઘાટ (જેમ કે, છાપખાનાનો; જમીન દાબવાનો)
રોલા (–ળા) પું૦ [સં] એક છંદ
રોલું (રો?) વિ૦ બાઘું, મૂર્ખ, મૂઢ
રોવું અ૦ ક્રિ૦ [પ્રા.रोव(સં. रुद्)] રડવું (૨) સ૦ક્રિ૦ –ને રડવું; –નું દુઃખ કરવું, ગાવું (૩) ન૦ રડવું તે, રોણું –વડાવવું સ૦ક્રિ૦ [પ્રેરક]. –વાવું અ૦ ક્રિ૦ [ભાવે]
રોશન વિ૦ [फा] ચળકતું (૨) જાહેર [–થવું= જાણ થવી. –વાળવું=નુકસાન કરવું, ધૂળધાણી કરવી.] –નાઈ, –ની સ્ત્રી૦(ઘણા દીવાઓનો) સામટો પ્રકાશ (૨) રુશનાઈ
રોષ પું૦ [સ.] ગુસ્સો. [–કરવો, રાખવો, રોષે ભરાવું=ગુસ્સે થવું.] ૦વવું સ૦ ક્રિ૦ રોષ ચડાવવો; ગુસ્સે કરવું –ષાવું અ૦ ક્રિ૦ રોષ ચડવો; ગુસ્સે થવું. –ષિત વિ૦ રોષવાળું
રોહ પું૦ [સં.] કળી (૨) અંકુર
રોહ ન૦ [સં रोहिष] એક ઘાસ ૦ડો પું૦ એક ઘાસ (૨) [સં.रोहितक?] એક ઝાડ. ૦ણી સ્ત્રી૦ એક વનસ્પતિ
રોહિણી સ્ત્રી૦ [સ.] (સ.) ચોથું નક્ષત્ર (૨) વીજળી (૩) [સ.] બળરામની માતા (૪) [સં.] ચંદ્રની પટરાણી (૫) આયતા શ્રુતિનો એક પ્રકાર
રોહિત વિ૦[સં.] રાતું (૨) પું૦ (સ.) હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર. –તાશ્વ પું૦ અગ્નિ
રોહિલા પું૦ [સર૦ हिं रुहेला; म] પઠાણોની એક જાતિ. –લખંડ પું૦ (સ.) યુ પ્રાન્તનો એક પ્રદેશ જ્યાં રોહિલાની વસ્તી છે
રોળ પું૦ [રોળવું પરથી ? પ્રા. रुल (સ. लुठ्) આળોટવું] અપયોક; મરકી (૨) ગજબ; દાટ; પાયમાલી (૩) [સર૦ म. रोळा] મોટો જથો (૪) [દે. रोल] ગભરાટ; શોરબકોર (૫) ઝઘડો, કલહ. [–ચાલવો= મરકી ફેલાવી –વળવો=ઘાણ નીકળી જવો, ખૂબ નુકસાન થવું, ખૂબ વપરાઈ જવું –વાળવો=ભય ફેલાવવો (૨) અતિશય નુકસાન કરવું (૩) ઘાણ કાઢી નાખવો (૪) ખૂબ ખરચી નાખવું ]
રોળવવું સ૦ક્રિ૦ ['રોળવું' ઉપરથી] રોળે એમ કરવું
રોળવાવું અ૦ક્રિ૦ ચિડાવું. ખિજાવું
રોળવું સ૦ક્રિ૦ [પ્રા. रुल(સં. लुठ्) ઉપરથી] ચોળવું; મસળવું (૨) રગદોળવું; મેલું કરવું (૩) [લા.] કચરી મારી નાખવું
રોળા પું૦ [જુઓ રોલા] એક છંદ
રોળીકોળી (રો કો?) વિ૦ સ્ત્રી૦ સાંજની (વેળા)
રોળું (રો?) વિ૦ [જુઓ રોળવું] અધોગવાળું (૨) મેલું; રોળાયેલું (૩) જુઓ રોલું (૪) ન૦ જુઓ રોળો; કજિયો. તોફાન; વિગાડું
રોળો (રો?) પું૦ [દે रोल] ભાંજગડ (૨) ઘોંઘાટ; બૂમ (૩) ['રળવું' ઉપરથી] કમાઈ

રોંક(-ખ)ણી (રો૦) સ્ત્રી૦ [મ.] રોખડી; રવો. -નું સ૦ક્રિ૦ રઘો ફેરવવો, સાફ કરવું
રોંખણું (રો૦) ન૦ [સર૦મ रोंचणें]પથ્થર લાકડા વગેરે પર આંકા પાડવાનું ઓજાર, ટાંકણું
રોંખવું (રો૦) સ૦ક્રિ૦ જુઓ 'રોંકણી'માં, રોકવું
રોંચુ (રો૦) વિ૦ [જુઓ રોચુ] ગામડિયું, જંગલી, અસભ્ય -ચો પું૦ સભો, જડસો
રોંઢું (રો૦) ન૦ [જુઓ રોઢો] ત્રીજો પહોર, સમી-સાંજનો વખત -ઢો પું૦ [સં.रोमंथ ઉપરથી?] ત્રીજા પહોરનું જમણ (૨) વાળુ (૩) રોંઢું
રૌદ્ર વિ૦ [સં] રુદ્ર સંબંધી (૨) ભયંકર; ઉગ્ર (૩)પું૦ રૌદ્રપણું, રુદ્રતા (૪) કાવ્યના નવ રસમાંનો એક -દ્રી સ્ત્રી૦ દીપા શ્રુતિનો એક અવાંતર ભેદ
રૌપ્ય વિ૦ [સં] રૂપાનું (૨) રૂપા જેવું
રૌરવ ન૦ [સં] એક નરક

## લ

લ પું૦ [સં] ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો. ૦કાર પું૦ લ અક્ષર કે તેનો ઉચ્ચાર. ૦કારાંત વિ૦ છેડે લકારવાળું
લઈ 'લેવું'નું કૃ૦ રૂપ જેમ કે લઈ આવવું; લઈ જવું ઇ૦ [લઈને'
લઈને અ૦['લેવું'નું અ૦ કૃ૦] ઉદા૦ 'એને
લઉઓ પું૦[પ્રા. लव(સં लपू)ઉપરથી]રાજાની પાસે રહેતો મશ્કરો, લેલો
લકડધકડ અ૦ [લક્કડ+ધક્કો કે ચોકો? કે રગડવું+ધકેલવું?] લક્કડધક્કડ, ધમધોકાર; ઝપાટાબંધ
લક(-ક્ક)ડિયું વિ૦ [જુઓ લક્કડ] લાકડાનું (૨) કઠણ (૩) ઝાડને પણ બાળી દે એવું (હિમ) (૪) ન૦ જુઓ કઠોડું (૫) ગડાકુ બનાવવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું. -યો દાન પું૦ એક રમત
લકવો પું૦ [અ लक्वह] શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ, પક્ષાઘાત
લકીર સ્ત્રી૦ [હિં. મ] લીટી, રેખા
લકુ(-કું)ઓ [અ लुकमह] કોળિયો. લાડવો, ફાયદો (કટાક્ષમાં) (-લેવો)
લકુટી સ્ત્રી૦ [સં लकुट, સર૦ હિં.] લાકડી
લકુંદરું વિ૦ [સર૦ મ लक्क=ઉઘાડું, નાગું અથવા लतकुटा-लतकोडगा = નિર્લજ્જ.] રડીબાજ, વંઠેલ
લક્કડ ન૦ [સં लकुट, પ્રા लक्कुड,સર૦ હિં.,મ.] લાકડું (બહુધા સમાસમાં વપરાય છે) ૦કામ ન૦ લાકડાનું કામ, સુતારીકામ. ૦કોટ પું૦ લાકડાનો કોટ કે આતરો (૨) વહાણમાંથી જયાં લાકડાં ઊતરે છે તે ડક્કો ૦ખોદ પું૦ એક પક્ષી ૦ધક્કડ અ૦ જુઓ લકડધકડ ૦ધક્કે અ૦ સખત રીતે; જોરથી. [-લેવું=સખત ઠપકો આપવો] ૦પીઠ સ્ત્રી૦ લાઠી, લાકડાનું પીઠું. ૦ફોડો પું૦ લાકડાં ફાડનારો ૦શી(-સી) વિ૦ લાકડા જેવું કઠણ (૨) પું૦ બ૦વ૦ જુઓ લક્કડશી લાડુ ૦શી લાડુ પું૦ એક મીઠાઈ -ડિયું વિ૦ (૨) ન૦ જુઓ લકડિયું
લક્કી કબૂતર ન૦ [અ लक्का, સર૦ હિં. लक्का, ૦कबूतर] એક જાતનું કબૂતર
લક્ષ પું૦ [સં] લાખની સંખ્યા (૨) ધ્યાન (૩) ઉદ્દેશ (૪) [તાકવાનું] નિશાન [-આપવું, દેવું=ધ્યાન આપવું -ખેંચવું, દોરવું=ધ્યાન પર આણવું -પર, -માં આવવું, -માં ઊતરવું=લક્ષ જવું -પર, -માં લેવું=ધ્યાન આપવું -માં રાખવું=ધ્યાનમાં રાખવું -રાખવું=સરત રાખવી -સાધવું=ઉદ્દેશ સિદ્ધ કરવો (૨) નિશાન બરાબર તાકવું] ૦ક વિ૦ સૂચક; લક્ષ ખેંચે એવું. ૦ચોરાશી સ્ત્રી૦ જુઓ લખચોરાશી
લક્ષણ ન૦ [સં] ચિહ્ન, નિશાની (૨) ગુણ; બીજી વસ્તુથી જુદો પાડનાર ખાસ ધર્મ (૩) તેના ધર્મનું કથન, વ્યાખ્યા [ન્યા.] (૪) ઢંગ; આચરણ. ૦વંતું વિ૦ સુલક્ષણું (૨) [કટાક્ષમાં] નઠારાં લક્ષણવાળું
લક્ષણા સ્ત્રી૦ [સં.] લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ (વ્યા)
લક્ષણીય વિ૦ [સં] લક્ષમાં લેવા જેવું

**લક્ષધા** અ૰ [સં ] લાખ રીતે
**લક્ષ વસ્યા** અ૰ અવશ્ય; જરૂર
**લક્ષવું** સ૰ક્રિ૰ [સં લક્ષ્ ] તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું, જોઈ જવું
**લક્ષ(-ક્ષ્ય)વેધી** વિ૰ ધારેલું નિશાન પાડનાર
**લક્ષાધિપતિ** પું૰ [સં.] લાખ રૂપિયાની પૂંજીવાળો, લખપતિ
**લક્ષાલક્ષ** ન૰+લક્ષ્ય
**લક્ષાવધિ** અ૰ [સં ] લાખે લેખાં હોય તેમ
**લક્ષિત** વિ૰ [સં ] દેખાડેલું (૨) દેખેલું (૩) લક્ષણાથી જાણેલું (વ્યા ).
**લક્ષી** વિ૰ [સં ] લક્ષવાળું; લક્ષતું (સામાન્ય રીતે સમાસને અંતે. ઉદા૰ 'એકલક્ષી')
**લક્ષ્મણ** પું૰ [સં ] (સ.) રામનો નાનો ભાઈ; સુમિત્રાનો પુત્ર [પટરાણીઓમાની એક
**લક્ષ્મણા** સ્ત્રી૰ [સં ] (સ ) કૃષ્ણની આઠ
**લક્ષ્મી** સ્ત્રી૰ [સં.] (સ ) વિષ્ણુની પત્ની, ધનની અધિષ્ઠાત્રી દેવી ચૌદ રત્નમાનું એક (૨) ધન, દોલત. **૰કાંત**, **૰નાથ**, **૰પતિ**, **૰વર** પું૰ (સં.) વિષ્ણુ. **૰તાલ** પું૰ એક જાતનો તાલ (સંગીત) **૰ધર** પું૰ એક છંદ **૰પૂજન** ન૰; **૰પૂજા** સ્ત્રી૰ આસો વદ તેરસને દિવસે કરાતી લક્ષ્મીની પૂજા. **૰વંત(-તું)**, **૰વાન** વિ૰ પૈસાદાર
**લક્ષ્ય** વિ૰ [સં.] લક્ષ આપવા જેવું (૨) તાકવાનું; તાકી શકાય તેવું (૩) જોઈ શકાય-જાણી શકાય તેવું, દૃશ્ય (૪) ન૰ ધ્યેય (૫) લક્ષ, હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે (ન્યા ). **૰બિંદુ** ન૰ લક્ષ્ય, ધ્યેય **૰વેધ** પું૰ ધારેલા નિશાનને તોડી પાડવું તે **૰વેધિત્વ** ન૰ લક્ષવેધીપણું. **૰વેધી** વિ૰ જુઓ લક્ષવેધી **-ક્ષ્યાર્થ** પું૰ [+અર્થ] મુખ્યાર્થનો બાધ થયે તેનો સબંધી એવો જે બીજો અર્થ લેવો પડે છે તે (ન્યા )
**લખ** વિ૰ [જુઓ લક્ષ] લાખ (૫ )(૨) [જુઓ લક્ષ્ય] દૃશ્ય (જગત સારૂ) (૩) સ્ત્રી [જુઓ લખલખવું અર્થ ૫] લત, છંદ (૪) જુઓ લક્ષ્મી. **૰ચોરાશી** સ્ત્રી૰ ચોરાસી લાખ જન્મનું ચક્ર. **૰પતિ** પું૰ લક્ષાધિપતિ
**લખ(-ખ)ણ** ન૰ [સં લક્ષણ]+ લક્ષણ,ચિહ્ન
**લખણી** ન૰ ['લખવું' પરથી] ટીપ, યાદી (દાન કે ઉઘરાણાની). [-કરવી=ઉઘરાણું કરવું.] **-ણું** ન૰ લખવાનું વતરણું; લેખણ (૨) લખણી. **-ત** ન૰ કરાર: સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ. **-ત પત્તર** ન૰ કાગળિયા ઉપરનું લખાણ (૨) ગમે તેવું (કાચું કે અચોક્કસ) લખાણ
**લખપતિ** જુઓ 'લખ'મા
**લખલખ** વિ૰ [સં. લક્ષ્ ઉપરથી, અથવા રવ૰] ચળકતું; સ્વચ્છ (૨) અ૰ [રવ૰] લખલખે એમ. [-થવું=લખલખવું.] **૰વું** અ૰ક્રિ૰ ફાટવું; પીડા થવી (૨) ચકચકવું; ઝળકવું (૩) લખલખ એવો અવાજ થવો (પાણી ઊછળવાથી, કૂતરુ પાણી પીએ ત્યારે) (૪) લવલવવું (૫)[સં. લષ્; સર૰મ लखलखणें] તીવ્ર ભૂખ લાગવી, તીવ્ર અભિલાષા થવી **-ખાટ** પું૰ ઝગઝગાટ (૨) લવારો (૩) સણકો; પીડા (૪) ધારતી, ડર (૫) ઘોંઘાટ, ધમાલ (૬) ધખણા; ભૂખ. **-ખાટો** પું૰ લખલખાટ, ઝગઝગાટ
**લખલૂટ** વિ૰ [લખ (લક્ષ)+લૂટ (લૂંટવું, કે લોટવું), સર૰ म.] પુષ્કળ, બેશુમાર
**લખવું** સ૰ક્રિ૰ [સં लिख्; સર૰ हिं. लिखना, म लिहणें] લખાણ કરવું (૨) આલેખવું (૩) [સં. लक्ष्, प्रा लक्ख] અવલોકવું, જોવું [**લખી આપવું**=લખત કરી આપવું, લેખિત કબૂલાત આપવી **લખી કાઢવું**=જલદી લખી નાખવું. (નામ) **લખી જવું**=ગુનો કર્યા બદલ નામ નોંધી જવું (૨) આવીને લખી લેવું **લખી દેવું**=લખી આપવું (૨) લખી કાઢવું. **લખી નાખવું**=જલદી લખી કાઢવું. **લખી પાડવું**=જલદી લખી નાખવું **લખી મારવું**=હોય તેનાથી જુદું (ઉતાવળમાં કે ભૂલથી) લખી નાખવું **લખી મૂકવું**, **રાખવું**=લખાણ કરી રાખવું **લખી લેવું**=(યાદ રહે તે માટે) ઉતારી લેવું-લખવું.

લખી વાળવું=હિસાબમા માંડી વાળવુ.]
લખંલખા સ્ત્રી૦ ['લખવુ' ઉપરથી] ઉપરા-ઉપરી કે સામસામી લખવું તે
લખાઈ સ્ત્રી૦ ['લખવુ' ઉપરથી] લખવાનુ મહેનતાણુ. -ણ ન૦ લખવુ તે (૨) લખેલુ તે -ણપઢાણ ન૦ [લખવુ + પઢવુ] લેખિત પુરાવો -પટ્ટી(-ડી) સ્ત્રી૦[સર૦મ लखापट्टी, લખવું + પઢવુ हिं. लिखापढी, લખવુ + પટ્ટી (स पत्=વાર વાર પડવુ-વળગવુ)] લખ લખા કરવુ-વાર વાર લખવુ તે. -મણ ન૦, -મણી સ્ત્રી૦ લખવાનુ મહેનતાણુ; લખાઈ
લખારો પુ૦ [લખલખ, રવ૦] લવારો, નકામી ટકટક (૨) ['લાખ' ઉપરથી, સર૦ हिं., म लखेरा] લાખની ચૂડી વગેરે બનાવનારો (૨) લાખ ચડાવવાનુ કામ કરનારો
લખાલખ સ્ત્રી૦['લખવુ'પરથી]જુઓ લખ લખા
લખાવટ સ્ત્રી૦ ['લખવુ' ઉપરથી] સર૦ हिं, म लिखावट] લખાણ (૨) લખવાની ઢબ (૩) [લખલખ, રવ૦] ધાગ્તી (૪) લવારો
લખિતંગ વિ૦ [स लिखितम् (ત્રીજી વિભક્તિમા કર્તા સાથે)] (પત્ર) લખનાર, લિખિત ગ
લખિયારા પુ૦ [લાખ પરથી, સર૦ हिं. लखेरा] લાખનુ કામ કરનાર એક જાતનો માણસ (૨) એક અટક
લખી સ્ત્રી૦ [सं लक्ष्मी?] (કા) ઘોડીની એક જાત [પુ૦ લખપતિ
લખેશરી વિ૦ [स लक्षेश्वर] તાલેવંત (૨)
લખોટવુ સ૦ક્રિ૦ [લાખ પરથી, સર૦ म लाखटणें] લાખ ચડાવવી (માટીના વાસણને)
લખોટી સ્ત્રી૦ [स. लाक्षा + वृत्तक] કાચ કે પથ્થરની (રમવાની) નાની ગોળી
લખોટો પુ૦ [सं लाक्षा ઉપરથી, સર૦ हिं. लखौटा, म लाखोटा, लखोटा] અગત્યના કે સરકારી કાગળોનો સીલબંધ બીડો (૨) [જુઓ લખોટી] મોટી લખોટી
લખ્ખણ ન૦ જુઓ લખણ, લક્ષણ
લખ્યા લેખ પું૦ બ૦ વ૦ [લખ્યુ + લેખ] વિધિએ લખેલો લેખ, નસીબ, વિધિ
લખ્યા, ['લખવુ' ઉપરથી] ૦પતરાં [सं पत्र] ન૦બ૦વ૦ લખત, દસ્તાવેજ [-કરવાં, કરી આપવાં]
લગ સ્ત્રી૦ [स. लग्, સર૦ લાગ, સર૦ म ] ટેકણ, ટેકો (બોજનો) (૨) સૂતરની આટી (૩) અ૦ + લગી [માથાકોડ
લગઝૂડ સ્ત્રી૦ [લાગવુ + ઝૂડવુ] મગજમારી,
લગટ વિ૦ (૨) અ૦ [સર૦ લગી, म] સળગ, એકધારુ
લગડ સ્ત્રી૦ [म] એક પક્ષી [કે ચાંદીની પાટ
લગડી સ્ત્રી૦ [સર૦ म. लगड, म लगुड?] સોના
લગડું ન૦ [સર૦ म लगट स लग् ઉપરથી] ગવેડાનુ છાલકુ કે ચોકઠુ (૨) બોજો [-લાગવું = ભાર, બોજો કે જવાબદારી ચોટવા.]
લગણ પુ૦ [सं लग् ઉપરથી] બોજો (૨) અ૦ લગી, સુધી
લગત વિ૦ [सं लग्, સર૦ म ] લગતુ; નજીકનું (૨) સ્ત્રી૦ [સર૦ म लगता] સબંધ, વરોબો (૩) અ૦ પાસે, જોડે, લાગીને -તી સ્ત્રી૦ [સર૦ म] વગ, શરમ -તું વિ૦ સબંધી; લાગુ પડતુ, નજીકનુ
લગદી સ્ત્રી૦ [स लग् ઉપરથી, સર૦ म लगदा] જુઓ લુગદી -દો પુ૦ લચકો, લોદો
લગન ન૦ [स लग्न] જુઓ લગ્ન (૨) સ્ત્રી૦ [हिं] લગની. [-ઉકેલવું=લગ્નની જવાબદારી કે બોજામાથી પરવારવું. -લખાવવું= લગ્નતિથિ નક્કી કર્યાની લેખિત ખબર આપવી -લાગવી = લગની લાગવી] ૦ગાળો પું૦ લગનની મોસમ ૦ઘડી સ્ત્રી૦ લગનની મુખ્ય ક્રિયા કરવાની ઘડી-મુરત તે ૦પડો પુ૦ વરના તરફથી કન્યાને ત્યા લગ્નનો શુભ દિવસ લખી, મોકલાતુ કંકુનુ પડીકુ. ૦સરો સ્ત્રી૦ લગનગાળો -નિયો પુ૦ વરને તેડવા જનારો કન્યા તરફનો સગો. [બામો લગનિયો = ઠઠારો કરનાર માણસ]-ની સ્ત્રી૦ રઢ, લહે, લત (-લાગવી)
લગભગ અ૦ [दे. लग (द्विर्भाव), हिं., म] પાસે; અડોઅડ (૨) આશરે
લગરીક વિ૦(૨)અ૦ [જુઓ લગીર] + લગીરેક
લગલગ ન૦ [સર૦ हिं, अ लक़्लक़] એક પંખી

**લગવાડ** સ્ત્રી० [સં. लग् ઉપરથી] સંબંધ,પ્રીતિ
**લગણું** ન० [સં लग्] નક્કી કરેલા ભાવે દરરોજ અમુક વસ્તુ લેવી તે (૨) સ०ક્રિ० (પ) લાગવું; વળગવું (૩) પહોંચવું
**લગાડવું** સ० ક્રિ० ['લાગવું'નુ પ્રેરક] અડકાડવું (૨) ચોપડવુ (૩) વળગાડવું, લાગુ કરવું (૪) સળગાવવું [લાગલાગટ
**લગાતાર** અ० [હિં.; સર० મ. लगेतार] સતત,
**લગામ** સ્ત્રી०[फा.] ઘોડાના મોંનું લોઢાનુ ચોકઠું (૨) તેને બાંધેલી હાંકનારના હાથમાં રહેતી દોરી (૩)[લા.] અંકુશ. [–આપવી=લગામ ઢીલી મૂકવી (૨) છૂટ આપવી, દાબ, અંકુશ કે બંધન વિનાનું રાખવું. –ખેંચવી, ઝાલવી, પકડવી=જતુ અટકાવવું; કાબૂમા લેવું. –છૂટી મૂકવી=સ્વતંત્રતા આપવી (૨) બહેકી જવા દેવું –તંગ કરવી=અંકુશ મૂકવો; ખેંચી પકડવું.]
**લગાર,–રેક** વિ० [જુઓ લગીર] થોડું (૨) અ० થોડા વખત માટે
**લગાવ** પું० [સં लग् ઉપરથી ?] મીણ
**લગાવવું** સ० ક્રિ० ['લાગવું'નું પ્રેરક, સર० हिं लगावना, म लगावणें] જુઓ લગાડવું ૧, ૨, ૩ (૨) મારવું, ઠોકવું [લગણ, સુધી
**લગી** અ० [જુઓ લગ.સર०हिं लगी, म लग्] 
**લગીર,–રેક** વિ० [હિં. लकीर=પાતળી લીટી ઉપરથી ?] જુઓ લગાર
**લગે** અ० [સ लग्, સર० म. हिं] લાગ્યા! ફાવ્યા! હ! (એક ઉત્તેજનનો ઉદ્ગાર) (૨) +લગી. ०લગે અ० લગે ૧ જુઓ
**લગેજ** ન० [ઇં] (રેલવે) ઉતારુનો સામાન. [–કરવું સ०ક્રિ० ઉતારુનો સામાન લગેજના ખાસ ડબામા મોકલવો (૨) સરસામાન તેખાવી રસીદ કઢાવવી] ०ઑફિસ સ્ત્રી० જ્યા ઉતારુનો સામાન લગેજ કરવામા આવે તે ઑફિસ. ०પાર્સલ ન० લગેજના ખાસ જુદા ડબામા મોકલાતુ પાર્સલ
**લગોલગ** અ० [દે. लग=નજીક; સર० म.] છેક પાસે, અડીને (૨) લગભગ, પાસે
**લગ્ગુ** અ० જુઓ લગોલગ (૨) વિ० [સં लग् ઉપરથી] છિનાળવુ, પરસ્ત્રી પાછળ ફર્યા કરનાર
**લગ્ન** વિ० [સં] લાગેલુ, વળગેલું (૨) લીન, આસક્ત (૩) ન० જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનુ મુહૂર્ત (૫) પરણવાનુ મુહૂર્ત (૬) લગન, પરણવું તે, વિવાહ [–કરવું=પરણવું –જોવું =લગ્નનું મુહૂર્ત જોવું.–માંડવું=લગ્નની તૈયારી કરવી. –લેવું(–વાં)=લગ્નનુ મુહૂર્ત ઠરાવવું (૨) લગ્નની તયારી કરવી લગ્ને લગ્ને કુંવારા=હમેશા અતૃપ્ત હર વખતે તૈયાર.] ०કાર્ય ન० લગ્નનુ કામકાજ ०કાલ(–ળ) પું० લગ્ન કે બીજા શુભ કાર્યનુ મુહૂર્ત ०કું(–કૂં)ડળી સ્ત્રી०[સર० हिं , म. लग्नकुंडली] જન્મ સમયે કયો ગ્રહ કઈ રાશિમા હતો તે બતાવનાર કુંડળી, જન્મકુંડળી. ०તિથિ સ્ત્રી० લગ્નનો દિવસ. ०નક્ષત્ર ન० લગ્ન માટે શુભ નક્ષત્ર. ०મંડપ પુ० લગ્ન માટે તયાર કરેલો મંડપ ०મુહૂર્ત ન० લગ્નકાળ. ०વેળા સ્ત્રી० લગ્નકાળ. –ગ્નોત્સવ પું० [+ उत्सव] લગ્નનો ઉત્સવ–ઉજવણી
**લઘરવઘર** વિ०[જુઓ લઘરા] (કા) ચીંથરેહાલ
**લઘરા** પુ०બ०વ० ['લકીર ઉપરથી ?]લૂગડાના ડૂચા; ચીંથરા. **લઘરિયું** વિ० લઘરવઘર
**લઘિમા** સ્ત્રી०[સં ] લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાની એક–અતિ લઘુ થઈ જવુ તે
**લઘુ** વિ० [સં.] નાનું (૨) હલકુ (૩) સહેલુ (૪) હ્રસ્વ, એક માત્રાનુ (૫)પુ० હસ્ત, પુષ્ય અને અશ્વિની નક્ષત્રોનું નામ ०કથા સ્ત્રી० નાની વાર્તા, સાહિત્યકૃતિનો એક પ્રકાર ०કૌંસ પું० ()આવો કૌંસ ०કોણ પુ०૯૦°થી નાનો કોણ, 'એક્યૂટ્એન્ગલ'(ગ ) ०જન પું०(ગુરુજનનો વિપર્યાય) નાનો કે હલકો માણસ ०તમ વિ० સૌથી નાનુ (૨) પુ० અમુક રકમોમાની દરેકથી જેને શેષ વિના ભાગી શકાય એવી નાનામા નાની રકમ (ગ ). ०તમ સમચ્છેદ પું० અમુક અપૂર્ણાંક રકમોના દરેકના છેદથી બરાબર ભાગી શકાય એવી નાનામાં નાની સખ્યા (ગ) ०તમ સાધારણ અવયવી, ०તમ સાધારણ ભાજ્ય પુ०

[સર૦ મ] જુઓ લઘુતમ. ૦તા સ્ત્રી૦. ૦તાવાચક વિ૦ લઘુતા બતાવનાર ૦તાઈ સ્ત્રી૦ + લઘુતા ૦ત્વ ન૦. ૦પ્રયત્ન વિ૦ થોડા પ્રયત્નથી ઉચ્ચારાય તેવો (વર્ણ) (૨) આળસુ. ૦મતી સ્ત્રી૦ થોડા મત ધરાવતો પક્ષ કે એવા લોકો (૨) થોડા મત હોવા કે ધરાવવા તે ૦રેખા સ્ત્રી૦ (—) આવું એક વિરામચિહ્ન ૦લાઘવતા, ૦લાઘવી સ્ત્રી૦ ચાલાકી; પેચ; યુક્તિ ૦લિપિ સ્ત્રી૦ ઓછેલું જલદી લખી શકાય એવી ટૂંકા સંકેતોવાળી લિપિ 'શૉર્ટહૅન્ડ'. ૦લેખન ન૦ લઘુલિપિમાં લખવું તે. ૦વયી વિ૦ નાની-ઓછી ઉમ્મરનું ૦વાર્તા સ્ત્રી૦ લઘુકથા. ૦શંકા સ્ત્રી૦ પેશાબની હાજત. ૦શેખર પું૦ સંગીતનો એક તાલ

લઘૂકરણ ન૦ [સં.] લઘુ-ઓછું કે ટૂંકું કરવું તે (૨) હલકું પાડવું કે તિરસ્કાર કરવો તે

લચક સ્ત્રી૦ [જુઓ લચકવું, સર૦ હિં; મ] મચકોડ (૨) લચકાતી ચાલ. [-આવવી, -ખાવી = મચકોડાવું]

લચક લચક અ૦ ['લચકો' ઉપરથી] લચકે ને લચકે, મોટે મોટે કોળિયે, ઉતાવળથી (-ખાવું)

લચકવું અ૦ક્રિ૦ [રવ૦ સં લસ્ज् ઉપરથી? સર૦ હિં. लचकना, મ लचकणें] લચી જવું (૨) કરમોડાવું, સાવામાંથી ઊતરી જવું (૩) સહથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું

લચકો પું૦ ['લચકવું' ઉપરથી, સર૦ હિં., મ] લોચો (૨) લચકો દાળ ૦દાળ સ્ત્રી૦ ઢીલી દાળ (પ્રવાહી અને ભરડી વચ્ચેની)

લચડવું સ૦ક્રિ૦ ['લોચો', 'લચકો' ઉપરથી] ચોપડવું, લપેડવું

લચપચ અ૦ [રવ૦] પ્રવાહીથી તરબોળ અને ઢીલા જેવું હોય તેમ ૦વું અ૦ક્રિ૦ લચપચ થવું

લચલચવું અ૦ક્રિ૦ જુઓ લચકવું

લચવું અ૦ક્રિ૦ [સં लस्ज्? हि लचना, મ. लचणें] ભારથી નમી જવું [લચી જવું, પડવું = નમી જવું (૨) કાલાવાલા કરવા]

લચં(-ચાં)ડ વિ૦ [સર૦ મ. लचांड] માથાફોડિયું

(૨) ન૦ [મ] પીડા; લપ, બલા

લચ્છ પું૦ લચ્છો ૧ જુઓ (૨) સ્ત્રી૦ [સર૦ હિં] + લાછ, લક્ષ્મી

લચ્છન ન૦ [સર૦ હિં] + લક્ષણ

લચ્છો પું૦ [સર૦ હિ. लच्छा] માળો, પાયેલા દોરની આંટી (૨) પગનાં આગળાનું એક ઘરેણું

લછ સ્ત્રી૦ [જુઓ લચ્છ] + લક્ષ્મી (૨) ન૦ [સર૦ હિં. लच्छ (सं लक्ष्य)] લક્ષ, ધ્યાન

લજવવું સ૦ક્રિ૦ [સં लज्; સર૦ હિં लजाना] લાજે તેમ કરવું. લજાવવું

લજાડ(-વ)વું સ૦ક્રિ૦ 'લાજવું'નું પ્રેરક

લજામણી સ્ત્રી૦ ['લાજ' ઉપરથી, સર૦ દે. लज्जालुइणी, સર૦ મ. लाजाळू, મ लज्जावती, હિં लजारु(-लू)] એક છોડ (અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે) -ણું વિ૦ લાજ પમાડે તેવું; લાજ આવે તેવું, શરમજનક

લજાવવું સ૦ક્રિ૦ જુઓ લજાડવું [પડવી)

લજ્જત સ્ત્રી૦ [अ] મજા, લિજ્જત (-આવવી,

લજ્જા સ્ત્રી૦ [सं] લાજ, શરમ (૨) અપકીર્તિ. [-આવવી, પામવું = શરમાવું] ૦ન્વિત વિ૦ [+अन्वित] શરમિંદુ ૦યમાન વિ૦ લાજતું, શરમાતું ૦ળુ(-ળુ) વિ૦ લજ્જાશીલ; શરમાળ ૦વતી વિ૦ સ્ત્રી૦ શરમવાળી ૦વાન, ૦શીલ વિ૦ શરમવાળું ૦શૂન્ય, ૦હીન વિ૦ શરમ વિનાનું; બેશરમ -જ્જિત વિ૦ લજ્જા પામેલું; શરમાયેલું

લટ સ્ત્રી૦ [સં लट्वा, સર૦ હિં, મ] થોડા વાળની સેર (૨) વડની મૂળી (૩) અમુક (સૂતરના) તાર કે દોરાની આંટી (૪) મોતીની સેર [-ગૂંથવી, બાંધવી, સમારવી = વાળની છૂટી સેરને ગૂંથી-બાંધીને ઠીક કરવી. -પાડવી = આંટીના અમુક તારની લટ અલગ બાંધવી]

લટક સ્ત્રી૦ ['લટકવું' ઉપરથી, સર૦ મ, હિં] લચકાવું તે, મચકોડ (૨) લટકો (૩) છટા, ખૂબી, શૈલી ૦છટક સ્ત્રી૦ છટા, ખૂબી ૦ણુ(-ણિયું) વિ૦ ['લટકવું' ઉપરથી] લટકતું, ઝૂલતું (૨) ન૦ કાનનું એક લટકતું રહેતું ઘરેણું (૩) [લા.] (વગર બોલાવ્યે સાથે આવેલું) છોકરું. ૦ણિયાળું વિ૦ લચકાતું; લચકવાળું

**લટકવું** અ૦ક્રિ૦ [સર૦ હિં. लटकना, म. लटकणें (स. लट्, लड्)] ઝૂલવું; લબડવું, ટંગાવું (૨) [લા.]આધારરહિત થવું, વચ્ચે રખડી જવું

**લટક-સલામ** સ્ત્રી૦ [લટકવું + સલામ] ખરા દિલથી ન કરેલી, ખાલી સલામ

**લટકાવવું** સ૦ક્રિ૦ 'લટકવું'નું પ્રેરક

**લટકાળું** વિ૦ [સર૦ હિં लटकीला] લટકાવાળું (૨) લટકા કરનારું

**લટકિત** વિ૦ [લટકો પરથી] લટકાળું; લટકાવાળું

**લટકું** ન૦ લટકો; નખરું

**લટકો** પું૦ ['લટકવું' ઉપરથી, સર૦ દે लडह = સુંદર હાવભાવ] શરીરનો મોહક હાવભાવ-ચાળો; નખરું ૦ઝટકો પું૦ સહેજસાજ નવરાશનો સમય (૨) અ૦ દૈવયોગે, અણધાર્યું ૦મટકો પું૦ આંખ અને શરીરનો ચાળો, નખરું

**લટપટ** વિ૦ [રવ૦, સર૦ હિં लटपटा, म लटपट्या] ચંચળ; ચપળ (૨) [સ. लिप्त ?] પ્રેમાસક્ત; એકબીજાને વળગેલું-ચોંટેલું (૩) સ્ત્રી૦ [સર૦ म] ચંચળતા, ચપળતા (૪) મેળ; સંબંધ (૫) પ્રેમાસક્તિ (૬) ઘાલમેલ, ખટપટ (૭) અ૦ ઝટપટ; જલદી [-કરવી = સામાને ભોળવવા ચાલાકી, ખટપટ, ધમાલ કરવી. -બનવું = પ્રેમાસક્ત થવું] ૦વું અ૦ક્રિ૦ સ્નેહમાં અડોઅડ થવું, એકબીજાને વળગવું-ચોટવું -ટિયું વિ૦ ચપળ, ચંચળ (૨) ન૦ હજામની અસ્ત્રો ઘસવાની ચામડાની પટ્ટી [લટપટિયાં લેવાં = હજામનો ધંધો કરવો (૨) કામધંધા વિના રખડવું કે પડયા રહેવું.]

**લટર** સ્ત્રી૦ [જુઓ લટ] (ફૂલમાંની) રેખા (૨) [જુઓ લટાર] આંટો [-મારવી]

**લટવું** અ૦ક્રિ૦ [સર૦ હિં. लटना] નમી પડવું. [લટી પડવું = નમી પડવું (૨) કાલાવાલા કરવા]

**લટાક** સ્ત્રી૦ લટક (?)

**લટાકો** પું૦ (કા) પચાત

**લટાર** સ્ત્રી૦ [સં. अट् ઉપરથી ? કે 'લટકવું' ઉપરથી ?] આંટો, ફેરો, ચક્કર [-મારવી]

**લટિયર** વિ૦ ['લટ' કે 'લટકો' ઉપરથી] (કા.) શોખીન, છબકાદાર

**લટિયું** ન૦ [જુઓ લટ] વાળ (જરા તુચ્છકારદર્શક). [લટિયાં ઊડવાં, ફરફરવાં = અવ્યવસ્થિતપણે વાળ ઊડવાથી કદ ગાદેખાવું. -ગૂંથાવાં = (લા) નિકટ સંબંધમાં આવવું. -પીંખવાં = મારી નાખવું (૨) ફજેતી કરવી. -ફસાવવાં = મારી નાખવું]

**લટી** સ્ત્રી૦ [સર૦ હિં. (સ लट = દોષ; लटक = દુષ્ટ, બદમાસ] વેશ્યા; રંડી (૨) ગપ, જૂઠી વાત

**લટૂરી** સ્ત્રી૦ ['લટ' ઉપરથી] વાળનું એક ઘરેણું (૨) કેશની લટ

**લટોઝટો** અ૦ ['ઝટ' દ્વિર્ભાવ] ઉતાવળે (૨) ['લટ' ઉપરથી] સહેજસાજ

**લટોરો** પું૦ [જુઓ લટ] લટર, લટ (૨) ડાળોનું ઝુંડ (૩) [સર૦ હિં. लटोरा] એક પખી

**લટ્ટુ** વિ૦ [સર૦હિં (सं लुट् ઉપરથી?)] નરમઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ (૪) પું૦ ભમરડો [-થઈ જવું = ખૂબ આસક્ત થઈ જવું (૨) પરવશ - નરમઘેંશ થઈ જવું]

**લઠ(-ઠ્ઠ)** વિ૦ [प्रा. लट्ठि(स यष्टि) = લાઠી; સર૦ હિં, म] જાડું ને મજબૂત (૨) પું૦ ડગોરો. [-નિરંજન. ભારતી = મજબૂત બાંધાનો ને રખડેલ માણસ] -ઠિયું વિ૦ લઠ (૨) ન૦ ગાડાનો નીચલો ભાગ જેમાં લઠ્ઠો રહે છે. -ઠિં(-ઠી)ગું વિ૦ [સર૦ म लठिंगा] લઠ; મજબૂત (૨) લુચ્ચું. -ઠ્ઠી સ્ત્રી૦ નાનો લઠ્ઠો. -ઠ્ઠું વિ૦ [સર૦ હિં लट्ठा] લઠ. -ઠ્ઠો પું૦ ગાડી કે ગાડાના પૈડાની લોઢાની ધરી-લઠ દાંડો હોય છે તે (૨) જાડો માદરપાટ (૩) લઠ માણસ (૪) (સુ) ડગોરો

**લડકણુ(-ણું)** (લ') વિ૦ ['લડવું' ઉપરથી] ટંટાખોર; લડવાના સ્વભાવનું

**લડત** (લ') સ્ત્રી૦ ['લડવું' ઉપરથી] લડાઈ

**લડથડવું** અ૦ક્રિ૦ [प्रा ल्हस(स स्रस्) = લપસી પડવું + આથડવું, અથડાવું ?] લથડવું

**લડથડિયું** ન૦ [લડથડવું પરથી] લથડિયું; આડબડિયું [-આવવું, ખાવું]

**લડધું** વિ૦ [સર૦ હિં लढैत, म लढैयू] લઠ; અલમસ્ત (૨) ન૦ [સર૦ હિં लडैता, 'લાડ' ઉપરથી] લાડકું તે-છોકરું

લડબડવું અ૦ક્રિ૦ [સર૦ हिं लडबडाना, म. लडबडणें] લડબડિયું ખાવું. લડબડિયું ન૦ ઠોકર ખાઈ લથડી પડવું તે [–આવવું, ખાવું]
લડવા(–વે)ડ (લ') સ્રી૦ ['લડવું' પરથી] ઝઘડો; કજિયો, વઢવાડ [કરવાના સ્વભાવવાળું
લડવાડિયું (લ') વિ૦ ['લડવું' પરથી] લડયા
લડવું (લ') સ૦ક્રિ૦[સં लड्, સર૦ हिं लडना, म लडणें] વઢવું; ઠપકો દેવો (૨) અ૦ક્રિ૦ સામસામે વાદવિવાદ, ટંટો, બોલાબોલી, મારામારી કે યુદ્ધ–લડાઈ કરવી (૩) કોર્ટે ચડવું (૪) [લા.] અણબનાવ થવો (૫) [?] સ૦ક્રિ૦ લસોટવું –વૈયો પુ૦ યોદ્ધો
લડસડ અ૦ [લટક સટક (દ્વિર્ભાવ) ઉપરથી] લહેરમાં કે મદમાં અડબડિયાવાળી ગતિએ. ૦વું અ૦ક્રિ૦ લડસડ ચાલવું
લડ લડા(–ડી) (લ) સ્રી૦ ['લડવું' પરથી] લડાલડ
લડાઈ (લ') સ્રી૦ ['લડવું' પરથી, સર૦ हिं, म] યુદ્ધ; જંગ (૨) ટંટો, ઝઘડો. [–વેચાતી લેવી =પારકો કજિયો વહોરી લેવો –માં ઊતરવું =લડાઈમાં સામેલ થવું] ૦ખોર, –ક'–કુ) વિ૦ લડકણું
લડાક(–કુ) વિ૦ [સં लड्] લડાકુ (૨) (લ') [સર૦ हिं. लडाका. लडाकू] જુઓ 'લડાઈ' માં. –મણી સ્રી૦ [લડાવવું પરથી] લડાવવું તે
લડાયક (લ')વિ૦[લડવું પરથી,સર૦हिं लडाका] લડી શકે તેવું(૨) લડાઈના ખપનું (૩) લડકણું
લડાલડ(–ડી) (લ') સ્રી૦ ['લડવું' ઉપરથી] લડાઈ, ટંટો, લડલડા
લડાવવું ['લાડ ઉપરથી, સર૦ हिं लडाना] લાડ કરવા (૨) (લ') સ૦ક્રિ૦ 'લડવું'નું પ્રેરક
લડાવું (લ') અ૦ક્રિ૦ 'લડવું'નું કર્મણિ ને ભાવે
લડી સ્રી૦ ['લટ' ઉપરથી, સર૦ हिं, म] એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ [ઓળર (૨) દોરાની આંટી
લડું ન૦ ['લડી' ઉપરથી] તાર વીંટવાનું સોનીનું
લડુ પુ૦ [સં] લાડુ
લઢણ સ્રી૦ [સર૦ म लढण, प्रा. लड्(सं स्मृ) =યાદ કરવું] લત, ટેવ (૨) પદ્ધતિ [–પડવી]
લણણી સ્રી૦ ['લણવું' ઉપરથી] લણવાની ક્રિયા કે તેની મોસમ
લણવું સ૦ક્રિ૦ [સં. लू] કણસલાં કાપી લેવાં, પાક ઊતરવો (૨) [લા.] ફળ મેળવવું
લત(ત,) સ્રી૦ [સં रति કે प्रा लित्ता (सं लिप्त) ઉપરથી ? સર૦ हिं, म] લગની (૨) ટેવ; વ્યસન [–પડવી, લાગવી]
લતા સ્રી૦ [સં.] વેલ ૦કુંજ વેલનો માંડવો. ૦ગૃહ ન૦, ૦મંડપ પુ૦ લતાઓનો માંડવો
લતાડ સ્રી૦, પુ૦ [લતાડવું ઉપરથી] લાત, પાટુ (૨) [જુઓ લથડવું] ફેરવી તોળવું તે ફરી જવું તે (૩) ગોથ, ગોથું (૪) પું૦ ઉપવાસ કે થાકથી લોથ થવું તે – સુસ્તી. [–ખવરાવવી, મારવી =લાત મારવી, ભૂલ ખવરાવવી (૨) નુકસાન કરવું –ખાવી= લાત ખાવી(૨)ખોટે રસ્તે દોરવાવું (૩) નુકસાન વેઠવું (૪) ગોથ ખાવી –ખાઈ જવું = યુક્તિથી ફરી જવું (૨) ગુલાંટ ખાઈ જવી –વાગવી,લાગવી = લાત વાગવી(૨)નુકસાની આવવી(૩)માંદગી પછીની પીડાથી પીડાવું]
લતાડવું અ૦ક્રિ૦ [દે लत्ता = લાત પરથી; સર૦ हिं लताडना. म लथाडणें] ખરાબ કરવું, માઠી હાલતમાં આણવું નુકસાન કરવું
લતિકા સ્રી૦ [સં] લતા.
લતીફ વિ૦ [અ] સદ્‌ગુણી; સારું, સરસ –ફો પુ૦ [સર૦ हिं लतीफा] હસવું આવે એવી વાતચીત, ટોળટપ્પો [લાતો મારવી તે
લત્તા સ્રી૦ [દે] લાત. ૦પ્રહાર પુ૦ લાત કે
લત્તાં ન૦બ૦વ૦ [સં लक्तक કે फा लत्तह] લૂગડાં [–લેવાઈ જવાં,લેવાવાં =લૂંટાવું(૨) નુકસાનમાં આવી જવું (૩) હિંમત ખોઈ બેસવું. –લેવાં =ખામી કે નબળાઈ ઉઘાડી પાડવી]
લત્તો પુ૦[फा] શહેરનો ભાગ મહોલ્લો ફળિયું
લથડપથડ અ૦ [રવ૦; સર૦ हिं लथरपथर, लथपथ,लतपत] પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) જુઓ લથરપથર
લથડવું અ૦ક્રિ૦ [જુઓ લડથડવું, સર૦ हिं लथाडना] ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળું પડી જવું (માંદગીથી)

**લથડિયું** ન૦ [જુઓ લથડવું] ગોથું; અડબડિયું [-ખાવું]
**લથબથ** અ૦ [સ શ્લિષ્ + બાથ] એકબીજાને જોરથી વળગ્યા હોય તેમ
**લથરપથર** અ૦ [જુઓ લથડપથડ] ઢીલું લબડતું હોય એમ; અસ્તવ્યસ્ત
**લદબદ** અ૦ [રવ૦ કે સં लस् ઉપરથી; સર૦ હિં. लदलद] પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન, ચકચૂર
**લદાવું** અ૦ક્રિ૦, **-વવું** સ૦ક્રિ૦ 'લાદવું'નું કર્મણિ ને પ્રેરક
**લપ** સ્ત્રી૦ [સ लिप् ઉપરથી] પીડા; ઉપાધિ, લફરું (૨) અ૦ [રવ૦] જલદી; ચટ [-દઈ ને]
**લપક લપક** અ૦ [રવ૦] લપલપ, લપકે લપકે (૨) લપકારા મારતું હોય એમ; લબકલબક, રહી રહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં)
**લપકવું** અ૦ક્રિ૦ [રવ૦, સર૦ હિં. लपकना; મ लपकणें] લપકારા થવા-મારવા
**લપ(-બ)કારો** પું૦ ['લપકવું' ઉપરથી] જીભને લબૂક લબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક લબૂક થવું તે (૩) [સ. लप्] તોછડાઈથી વધારેપડતું બોલવું તે, લપકો
**લપ(-બ)કાવવું** સ૦ક્રિ૦ [સં. लप् કે રવ૦] ખિજવાવવું (૨) લપક લપક ખાવું ચટ કરી જવું
**લપ(-બ)કો** પું૦ [સં लिप्; સર૦ મ लपका] ગરા પદાર્થનો લચકો (૨) ડામ (૩) લપકારો ૨, ૩ જુઓ. [-કરવો = તોછડાઈથી વધારેપડતું બોલવું. **લપકા કરવા** = મહેણાં મારવા. **લપકા ખાવા** = મહેણાં ટૂણાં સહેવા **લપકા ચોંટાડવા, દેવા** = ડામ દેવા **લપકા તોડવા** = બોલચાલમાં ને કામકાજમાં દોષ કાઢયા કરવા (૨) ટોણા મારવાં **લપકા લેવા** = ફાળ પડવી (૨) બહુ કળતર થવું]
**લપકોઝબકો** પું૦ [લપકવું + ઝબૂકવું ? સર૦ હિં लपझप = ચપલ] ઝટોઝટ; સહેજસાજમાં બનવું તે
**લપછપ** સ્ત્રી૦[લપાવું + છુપાવું]બાલમેલ, કાવતરું
**લપટ** સ્ત્રી૦ [રવ૦, સર૦ હિં (સં. लिप्)] ઝડપ; ઝપટ (૨) ['લપટાવું' ઉપરથી] અડફટ (૩) ['લપટાવવું' ઉપરથી] પેચ, ફાંદો (૪) [સ लिप्] ગધ; મહેક (૫) વિ૦ તલ્લીન; મશગૂલ; લપટાયેલું [-મારવી = ઝૂંટવી લેવું.] **૦ઝપટ** સ્ત્રી૦ ઓચિંતી ઝૂંટ મારવી તે
**લપટવું** અ૦ક્રિ૦ [જુઓ લપસવું] સરકવું (કા.)
**લપટાવવું** સ૦ ક્રિ૦ 'લપટવું', 'લપટાવું'નું પ્રેરક
**લપટાવું** અ૦ક્રિ૦ [સર૦ હિં. लपटाना, लिपटाना; સ लिप्] ચીકટમાં ખરડાવું (૨) લલચાવું; ફસાવું
**લપટું** વિ૦ [જુઓ લપટવું] સજ્જડ નહિ તેવું; ઢીલું (૨) લાલચુ [-પડવું = ઢીલું હોવું કે થવું.]
**લપડાક** સ્ત્રી૦ [રવ૦, જુઓ લપ્પડ, સર૦ મ.] લપ્પડ; તમાચો (૨) [લા ] ઠપકો કે ખત્તા ખાવી તે. [-ખાવી = તમાચો ખાવો (૨) ઠગાવું, છેતરાવું (૩) ઠોકર ખાવી, નુકસાનમાં આવવું. -ચોડવી, ઠોકવી, દેવી = તમાચો મારવો. -પડવી, મળવી = લપડાક વાગવી (૨) ઠપકો મળવો, પાછું પડવાનું થવું. -મારવી = તમાચો મારવો (૨) ધૂતવું, નુકસાનમાં ઉતારવું (૩) મહેણું મારવું.]
**લપડં(-ડિં)ગ** વિ૦ ખૂબ ઊંચું
**લપડાવવું** સ૦ક્રિ૦ લપડાકે લપડાકે મારવું
**લપરડવું** સ૦ક્રિ૦ [સં लिप्] લપેડવું, લપરડો કરવો **લપરડો** પું૦ જાડો લેપ; લપેડો
**લપલપ** સ્ત્રી૦ [રવ૦, સ. लप्] બકબક, લવારો (૨) અ૦ [રવ૦] ચપચપ; ઝડપથી (૩) લબૂક લબૂક. **-પાટ** પું૦, સ્ત્રી૦ લવારો, બકવાટ (૨) ઉતાવળ, ધાંધલ. **-પિયું** વિ૦ લપલપાટ કરનારું
**લપ(-પા)વું** અ૦ક્રિ૦ [સં लिप, लुप्, સર૦ મ लपणें] સંતાવું
**લપસણી** સ્ત્રી૦ [લપસવું પરથી] ઉપર ચડી નીચે લપસવાની એક બાળરમત કે તેનું સાધન
**લપસણું** વિ૦ [લપસવું પરથી] લપસી પડાય એવું (૨) ન૦ લપસી પડાય એવી જગ્યા.
**લપસવું** અ૦ક્રિ૦ [પ્રા. ल्हस ( સં. स्रस्) પરથી ?] ખસી પડવું; સરી જવું (૨) પતન થવું

લપસિંદર ન૦ ['લપસવું' ઉપરથી ?] નકામી લાંબી વાત

લપાટ સ્ત્રી૦ [રવ૦; સર૦ स चपेट] ચપાટ, લપડાક -ટિયો પું૦ લપડાક મારનાર–ધુસટિયો

લપાવું અ૦ક્રિ૦ [જુઓ લપવું] સંતાવું (૨) સોડમાં ભરાવું; અડોઅડ દબીને ગોઠવાવું

લપિયું વિ૦ [સં. लप्] વાતોડિયું (૨) માથાઝીકિયું

લપુ લપુ, લપૂક લપૂક અ૦ જુઓ લબલબ

લપૂકો પું૦, લપૂકિયું ન૦ જુઓ લબૂકિયું

લપૂડું વિ૦ [સં लप्] લપલપિયું, વાતોડિયું (૨) પેટમાં વાત ન રહે તેવું

લપેટ સ્ત્રી૦ [જુઓ લપેટવું] મગદળ જોડીની એક કસરત

લપેટવું સ૦ક્રિ૦ [સં लिप्, हिं लपेटना, म लपेटणें अ लफ़=વીંટાળેલું ?] વીંટવું (૨) [લા૦] સંડોવવું

લપેટો પું૦ [લપેટવું પરથી, સર૦ हिं, म लपेटा] ઢાંકણ, આવરણ (૨) [જુઓ લપ્પો] ખૂબ કસબવાળું રેશમી વણાટનું કપડું

લપેડવું સ૦ક્રિ૦ જુઓ લપેડવું

લપેડો પું૦ [સં लिप्] લપરડો; જાડો લેપ

લપોડશંખ વિ૦ પું૦ [સર૦ म लपो(-पो)ड-शंख] ખોટાં વચન આપનાર ખોટી ડંફાસ મારનાર, લબાડી

લપ્પટ વિ૦ [સં लिप्] બરોબર સજ્જડ ચોટેલું

લપ્પડ સ્ત્રી૦ [રવ૦, સર૦ हिं, म] લપડાક

લપ્પનછપ્પન સ્ત્રી૦ ન૦ [સર૦ म लपंछपं, लप्छप् (લપવું + છપવું)] પંચાત છૂપી ચાલમેલ (૨) લોકલહાપણ તીનપાંચ [(–ની સાથે) લપ્પનછપ્પન રાખવી =–ની સાથે ખાનગી કે ચાલમેલનો સંબંધ રાખવો] -નિયું વિ૦ લપ્પનછપ્પન કરનાર

લપ્પાદાર વિ૦ [લપ્પો + દાર] લપ્પાંની કોરવાળું (૨) ખૂબ જરીવાળું

લપ્પી વિ૦ [સં लप्] જુઓ લપિયું

લપ્પો પું૦ [अ. लफ़=વીંટાળેલું, ગડી કરેલું, સર૦ हिं. लप्पा, म लफ़्फ़ा] ભરચક કસબવાળો લપેટો (૨) [લા૦] મોટું ઢંગધડા વગરનું થીંગડું [–મારવો, લગાડવો]

લપ્પો(-ફ્ફો) પું૦ [જુઓ લપ, લફ] મોટો ફાંકો કે કોળિયો

લફ અ૦ [સર૦ લપ, લબ] [–લઈને = જલદીથી.]

લફડખધું વિ૦ [લફડ (રવ૦) + ખધું] લેધું – દાધારંગુ પણ સ્વભાવે ધૂર્ત

લફડ(-ર)ફફડ(-ર) અ૦ [રવ૦] લબડતું, આમ તેમ ઊડયા કરતું તથા પગે અફટવાતું હોય તેમ, અવ્યવસ્થિત

લફડ(-ર)વું અ૦ ક્રિ૦ [રવ૦] લફડફફડ થવું

લફરું ન૦ [રવ૦, સર૦ म लफडा] લીંટનો લબકો (૨) [લા૦] (વસ્તુ કે કામ કે માણસ વળગવાથી થતું) નડતર, પીડા ઉપાધિ. [–લેવું = નાકની લીંટ સાફ કરવી. –વળગવું = પીડ લાગુ થવી]

લફંગું વિ૦ [તુર્કી लफ(-फं)ग, સર૦ हिं, म. लफंगा] કપટી, દગલબાજ (૨) લંપટ, વ્યભિચારી (૩) નફ્ફટ, નિર્લજ્જ -ગાઈ સ્ત્રી૦, -ગાવેડા પું૦ બ૦વ૦ લફંગાપણું

લફાફો પું૦ [अ लिफ़ाफ़ा] પરબીડીયું, કવર

લફ્(-વ્)જ પું૦ [फ़ा] શબ્દ

લફ્ફા પું૦ [જુઓ લપ્પો] મોટો કાકડો કે કોળિયો

લબ પું૦ [फ़ा] હોઠ (૨) સ્ત્રી૦ લાળ

લબ અ૦ [રવ૦] એવા અવાજ સાથે (મોંમાં મૂકવું) (૨) લપ, જલદી ૦ક લબક અ૦ [સર૦ म. लवकर्णें] જુઓ લપક લપક ૦કારો પું૦ જુઓ લપકારો ૦કાવવું સ૦ક્રિ૦ જુઓ લ-કાવવું ૦કો પું૦ [સર૦ म लवका] જુઓ લપકો

લબડધક્કે અ૦ [સર૦ લકડધક્કે, લપડાક + ધક્કો, हिं लबडधोंधों] દમથી, ધમકાવીને; ઝળાટકારે. [–લેવું = લપડાકો અને ધક્કા મારતા લઈ જવું (૨) દમદાટીથી કામ લેવું, દમથી કામમાં ઉપયોગ કરાવવો]

લબડવું અ૦ ક્રિ૦ [સં लब्] જુઓ લટકવું. [લબડતું મૂકવું = લટકતું મૂકવું (૨) ધ્યાન ન આપવું લબડી જવું = માંદા – નબળા થઈ જવું લેવાઈ જવું (૨) રહી જવું, પાર ન થવું]

લબઢબ સ્ત્રી૦ [રવ૦] બીક કે મૂંઝવણથી લબ લબ થવું તે [–થવી = ગભરાવું, ગૂંચવાવું]

લબ(-બો)તરું વિ૦ ['લબડવું' ઉપરથી] નબળું ક્ષીણ (૨) નરમ, પોચું

**લબદાવું** અ૦ ક્રિ૦ [જુઓ લદબદ; સર૦ મ લબદા] પ્રવાહીથી તરબોળ થવું કે ખરડાવું (૨) [લા.] સંડોવાવું; ફસાવું
**લબરકો** પુ૦ [સ લપ્] તોછડાઈથી વધારેપડતું બોલવું તે, લપકારો (લબરકા કરવા)
**લબલબ** અ૦ [રવ૦, સર૦ મ.] એવો અવાજ થાય તેમ (જેમ કે, કૂતરાના ચાટવાનો) (૨) ઉતાવળે (૩) લબુલબુ. -બાટ પુ૦ લબલબ અવાજ [ચીથરિયું
**લબાચિયું** વિ૦ ['લબાચો' ઉપરથી] ચીંથરેહાલ,
**લબાચો** પુ૦ [लबाद (फा)+ચો (चेह फा.); સર૦ हिं लबादा] મેલા ફાટેલા લૂગડાનો જથો (૨) ભાગ્યાતૂટયા સરસામાનનો જથો (૩) (બહુ કીમતી નહિ એવો) ઘરવાખરો (તિરસ્કારમા ને બહુવા બ૦વ૦મા) [લબાચા ઉઠાવવા=મુકામ ઉઠાવવો, બીજે ઠેકાણે જવું]
**લબાડ(-ડી)** વિ૦ [સ લપ્, સર૦ હિ, મ] જૂઠું બોલવાની ટેવવાળું -ડાઈ,-ડી સ્ત્રી૦ જૂઠાણું
**લબુકબુ, લબુલબુ, લબૂકલબૂક** અ૦ [રવ૦] બીકથી લપ લપ થાય તેમ [-થવું]
**લબૂકિયું** ન૦, **લબૂકો** પુ૦ [રવ૦] બીકથી લબુલબુ થવુ તે. [લબૂકિયાં લેવાં, લબૂકા લેવા=ગભરાવું]
**લબોચું** ન૦ [લબ (હોઠ)+ડાચું કે બોચું] મો, ડાચું (તુચ્છકારદર્શક) [-તોડી નાખવું, ભાગી નાખવું (ધમકી બતાવતાં)=મો પર સખત મારવું]-ચો પુ૦ તમાચો [-ઠોકવો, -મારવો, -લગાવવો]
**લબોતરું** વિ૦ જુઓ લબતરું
**લબ્ધ** વિ૦ [સ] મળેલુ ૦પ્રતિષ્ઠ [સ.; સર૦ हिं, म.] જેની પ્રતિષ્ઠા જામેલી છે તેવું; પ્રતિષ્ઠિત. -બ્ધા સ્ત્રી૦ જુઓ વિપ્રલબ્ધા (૨) દુગ્ગા, પીડા; બૈરાંછોકરાંની જ જાળ -બ્ધિ સ્ત્રી૦ પ્રાપ્તિ, સિદ્ધિ (૨) 'રિઝલ્ટ' (ગ)
**લબ્બેક** અ૦ [અ. लब्बैक] 'સેવામાં હાજર છું', 'જી સાહેબ' એવા અર્થનો ઉદ્ગાર
**લભ્ય** વિ૦ [સ] મળી શકે એવુ
**લમણું** ન૦,-ણો પું૦ [સર૦ મ. लवणा,-णें, हिं. नौना] ગાલની ઉપરનો કાન આગળનો માથાનો ભાગ. [લમણા ઝીકવા, લેવા=લમણાઝીક કરવી લમણા શેકાઈ જવા=બહુ તાપથી માથું-લમણા તપી જવા. લમણું ફૂટી જવું=લમણાનો ભાગ તૂટી જવો (૨) તેવી વેદના થવી. લમણે હાથ દેવા, લમણે હાથ દઈને બેસવું=હતાશ થઈ જવું] -ણા(-ણાં)ઝીક સ્ત્રી૦ જુઓ માથાઝીક -ણા(-ણાં)તોડ વિ૦ (૨) સ્ત્રી૦ માથાફોડ
**લય** પું૦[સ.] નાશ પ્રલય(૨)લીનતા, એકતાર થઈ જવું તે (૩) વિરામ, વિશ્રામ (સંગીતમા) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમા) (૫) કોઈ સ્વર કાઢવામા લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢબ, સ્વર કાઢવાનો ઢંગ. [-પામવું=લીન થઈ જવુ (૨) ભળી જવુ (૩) નાશ પામવું] ૦વાદ્ય ન૦ લય પ્રકટ કરવુ વાદ્ય. જેમ કે તબલું
**લયલા** સ્ત્રી૦ [અ.] (સં) ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક. ૦મજનૂન ન૦બ૦વ૦ લયલા અને તેનો આશક મજનૂન: ફારસી સાહિત્યમા આશકમાશૂકની એક પ્રસિદ્ધ જોડી
**લયાકત** સ્ત્રી૦ [अ लियाकत] લાયકી, યોગ્યતા
**લયાનત** સ્ત્રી૦ [જુઓ લાનત] લ્યાનત, શરમ; નામોશી (૨) ધિક્કાર, ફિટકાર, કડુવા
**લલક** સ્ત્રી૦ [સ લલ્, સર૦ हि] લાલસા (૨) લાડ, લાલન ૦વું સ૦ક્રિ૦ લાલસા કરવી (૨) ઝૂલવું, લટકવુ (૩) + જુઓ લળકવુ -કાયમાન વિ૦ લલકતુ
**લલકાર** પુ૦ [રવ૦,सं लल्+कृ] લલકારવું તે (૨) લલકારેલું ગાન ૦વું સ૦ક્રિ૦ લાંબે સ્વરે ગાવુ (૨) બૂમ પાડવી (૩) હાકવા -જલદી ચલાવવા ઉશ્કેરવુ-ઉત્તેજિત કરવું (૪) [हि लल्कार, સર૦ हिं ललकारना] લડાઈનું આહ્વાન કરવું, પડકારવું
**લલચાવું** અ૦ક્રિ૦ [જુઓ લાલચ. સર૦ हिं ललचाना] લાલચમા ફસાવું (૨) મોહિત થવું (૩) લાલસા કરવી -વવું સ૦ક્રિ૦ (પ્રેરક)
**લલના** સ્ત્રી૦ [સ.] સુંદર સ્ત્રી
**લલંતિકા** સ્ત્રી૦ [सं] નાભિ સુધી પહોચે

એવી લાબી માળા–હાર

**લલાટ** ન૦[સં.]કપાળ. ૦રેખા સ્ત્રી૦ વિધાતાએ લલાટે લખેલા નસીબના લેખ –ટિકા સ્ત્રી૦ કપાળનું એક ઘરેણુ

**લલામ** વિ૦ [સં.] સુદર, રમણીય (૨) ન૦ કપાળનું એક ઘરેણુ

**લલિત** વિ૦ [સં.] મનોહર, સુદર (૨) પ્રિય ગમે એવુ (૩) નાજુક, કોમળ (૪) પુ૦ એક છદ (૫) એક રાગ ૦કલા(–ળા) સ્ત્રી૦ 'ફાઈન આર્ટ', મન અને કલ્પનાના શ્રમ પર મુખ્ય આધાર રાખનાર કલા–ચિત્રકળા, સગીત જેવી. ૦તિલકા પુ૦ એક છદ ૦સ્વર પુ૦ એક અલંકાર (સગીત) –તા, –તાંગી સ્ત્રી૦ જુવાન સુદર સ્ત્રી

**લલુતા** સ્ત્રી૦ [સં. લલ્] જુઓ લોલુપતા

**લલેડું** ન૦ [રવ૦] એક પખી

**લલોપતાં** ન૦બ૦વ૦ [સં. લલ, સર૦ દે. લલ્લિ =ખુશામત, મ. लल्लोपत्ता] સલામલા, ખુશામત [–કરવાં]

**લલ્લો** પુ૦ લકાર ૦પચ્ચો સ્ત્રી૦ [દે. लल्लि, સં. लल: સર૦ મ. लल्लुपत्तु, हिं. लल्लोचप्पो, लल्लोपत्तो] ખુશામત, સલામલા (–કરવી)

**લવ** વિ૦[સં.] થોડુ (૨) પુ૦ અશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) ચાટ તથા થાપની વચ્ચેનો તબલાનો ભાગ (૫) [સં.] રામનો પુત્ર

**લવ** સ્ત્રી૦ [સં. લપ્, પ્રા. लव] લવારો [નગમ

**લવચીક** વિ૦ [મ.] ભાગે નહિ પણ વળે એવુ

**લવણ** ન૦[સં.]મીઠુ. ૦સમુદ્ર પું૦ (સં.) ખારા પાણીનો — પુરાણોક્ત સાત સમુદ્રમાંનો એક

**લવથવ** સ્ત્રી૦ [સં. લપ્+સં. સ્તવ્, પ્રા. लव +થવ ? સર૦ મ. लवथवणें=મૃદુ–નરમ થવુ] (કા.) મીઠાશ કે વિવેકભરી વાણી

**લવરી** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવારો [–એ ચડવું=ગમે તેમ વગર વિચાર્યે બોલ્યા કરવુ, બકવુ; લવારો કર્યા કરવો]

**લવલવ** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવારો, બકબકાટ (૨) અ૦ લવલવ કરે તેમ ૦વું અ૦ક્રિ૦ લવલવ કરવુ –વાટ(–ટો) પું૦ લવારો

**લવલી** સ્ત્રી૦ [સં.] એક વેલી

**લવલેશ** વિ૦ [સં.] થોડુ (૨) અ૦ જરા પણ; તલમાત્ર (૩) પુ૦ બહુ જ થોડો અશ

**લવવું** અ૦ક્રિ૦ [પ્રા. लव (સં. लप्)] લવારો કરવો. [લવી જવુ=બેદરકારીમા રહસ્ય કહી દેવુ (૨) ગમે તેમ બોલી નાખવુ]

**લવગ** ન૦ [સં.] લવિંગ. એક તેજાનો. –ગિયું વિ૦ લવગ જેવુ કે જેવડું (૨) ન૦ કાનનુ એક ઘરેણુ [–મરચું, –ચો ટેટો=(લવગ જેવુ નાનુ, પણ તીખુ–જોરદાર)]

**લવ(–વિં)ગી** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવરી

**લવાજણ** સ્ત્રી૦ [સર૦ મ. लवणें=નમવુ]વિવેક અને મીઠાશ (વાણીમા)

**લવાજમ** ન૦ [અ. ल्वाज़िम, સર૦ हिं., મ. लवाजमा] અમુક મુદતે આપવાની રકમ (જેમ કે, પગારની, વર્તમાનપત્રની) [–ભરવુ= છાપા માસિક ઇ૰નું લવાજમ આપવુ, તેના ઘરાક થવુ] [લુહાણો

**લવાણો** (વા') પુ૦ [સર૦ મ. लव्हाणा] જુઓ

**લવાદ** પું૦ [અ. लिवाज़, સર૦ મ.] પચ(૨) પચાતિયો ૦નામું ન૦ જુઓ પચાતનામુ –દી વિ૦લવાદ સબંધી (૨) સ્ત્રી૦લવાદનુ કામ

**લવાર** (વા.) પુ૦ [જુઓ લુહાર, સર૦ મ. ल्व्हार] (ગ્રામ્ય) લુહાર –રિયાં ન૦બ૦વ૦ લુહારનુ કામ કરતી જિપ્સી જેવી એક જાત

**લવારું** ન૦[સં. लव કે 'લવવુ' પરથી ? સર૦ हिं. ल्वारा]બકરીનું બચ્ચુ (૨) ધાવણુ બાળક

**લવારો** પુ૦ [જુઓ લવવું] લવરી, બકવાટ

**લવિંગ** ન૦ જુઓ લવગ (૨) એ આકારનો (બદૂક, સ્ટવ વગેરેનો) નાનો ભાગ ૦લતા પુ૦ એક છદ –ગિયું વિ૦ (૨) ન૦ જુઓ લવગિયુ –ગી સ્ત્રી૦ લવિંગનો છોડ

**લવિંગી** સ્ત્રી૦ [જુઓ લવગી] લવરી

**લવૂરો** (વૂ') પુ૦, –રિયુ ન૦ [સર૦ પ્રા. लव= કાપવું કે નોર કે લોહી (हिं. लहु) કે મ. ल्व्हा =તરવાર કે ડાભ જેવુ તૃણ ઉપરથી ?] નખ કે નારથી ભરેલો ઉઝરડો [–મારવો, ભરવો]

**લ૰જ(–ઝ)** પું૦ [જુઓ લફ્જ] શબ્દ

**લ૰ચો** પુ૦ [લવવુ પરથી ?] જીભનો લોચો. [–વળવો=સ્પષ્ટ ઉચ્ચારણ થવુ]

લશ્કર ન૦ [ફા.] સૈન્ય (૨) [લા.] ટોળું; ધાડિયું. ઉદા૦ આખું લશ્કર લઈને ના જતા [–નાં વાજાં=દગવડા કે ભલીગાર વિનાનું જે કાંઈ તે.] –રી વિ૦ લશ્કરનું, –ને લગતું

લસણ ન૦ [સ લશુન; સર૦ હિં લસુન, મ લસૂણ] એક કંદ –ણિયું વિ૦ લસણવાળું (૨) લસણ જેવું (જેમ કે મૂળો) (૩) [લા] માલ વિનાનું –ણિયો પું૦ લસણની નાની કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ

લસત વિ૦ [સ] લસતું હોય એવું

લસબસ અ૦[રવ૦](રસમા)તરબોળ હોય તેમ

લસરકે લસરકે અ૦ [રવ૦] ઝપાટાબંધ, લસરકાભેર [–ચાટવું=જીભના લસરકા કરીને ચાટવું. –ચાલવું=લાંબે પગલે ને જોડાના લસરકા કરતા ઉતાવળે ચાલવું]

લસરકો પું૦ [રવ૦] ઝપાટાથી ખેચવું કે ધસડવું તે; ઘસરકો, ઉઝરડો [–મારવો]

લસલસ અ૦ [સં લસ્] લસલસતું હોય એમ. ૦વું અ૦ક્રિ૦ ચળકવું; તેજ મારવું (૨) ઘી ટેલથી તરબોળ હોવું(૩) આનંદમા ખેલવુ કે નાચવુ. –સાટ અ૦ ઘસઘસાટ

લસવું અ૦ક્રિ૦ [સ લસ્] ચળકવું, શોભવું (૨) રમવું, નાચવું (૩) લપસવું

લસંતી વિ૦ સ્ત્રી૦ [સ] શોભતી, ચળકતી

લસોટવું સ૦ક્રિ૦ લસરકે ઘૂંટવું –વાટવું

લસ્સી સ્ત્રી૦ [સં લસ્ ઉપરથી, સર૦ હિં, મ] દૂધ અને પાણીનું શરબત

લહકવું અ૦ક્રિ૦ જુઓ લહેકવું (૫)

લહર(–રા)વું અ૦ ક્રિ૦ ['લહરી' ઉપરથી] લહરીઓ ઊઠવી

લહરિ(–રી) સ્ત્રી૦ [સ] તરંગ, મોજું

લહાણું (લ્) ન૦ [પ્રા. લહ (સં લભ્); સર૦ હિં. લહની] લાભ, નફો [–કાઢવું, નીકળવું=લાભ–નફો કરવો; ફાયદો મળવો] –ણી સ્ત્રી૦ [જુઓ લહાવું; સર૦ દે. લાહણ=ખાદ્ય વસ્તુની ભેટ] ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી –ણું ન૦ શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી

લહાવ(–વો) (લ) પું૦ [પ્રા લહ(સ લભ્)] જુઓ લહાવો

લહાવું સ૦ક્રિ૦[સર૦પ્રા લહાવિઅ(સ લમ્બિત)] લહાણી કરવી(૨)અ૦ક્રિ૦[જુઓ લાય]દાઝવું

લહાવો (લ) પું૦ [જુઓ લહાવ] આનંદનો ઉપભોગ (૨) ઓરતો, ઓરિયો

લહિયો પું૦ [પ્રા લિહ(સં લિખ્)] લખવાનું કામ કરનારો માણસ

લહે (લ્હે) સ્ત્રી૦ ['લહેવું' કે 'લહેકવું'] લગની; તાન (૨) લહેજત, આનંદ

લહેકવું (લ્હે) અ૦ક્રિ૦ [સ લમ્, સર૦ હિં લહકના] લેહેકવું ઝૂલવું (૨) લહેકાથી ચાલવું, બોલવું વગેરે જેવી ક્રિયા કરવી (૩) ફરફરવું

લહેકો (લ્હે) પું૦ [જુઓ લહેકવું] શરીરનો મોહક ચાળો કે મરોડ (૨) [અ. લહ્‌જ્હ્=બોલવાનો લહેકો] વર્ણ લંબાવીને કે રાગડો તાણીને બોલવું તે (–કરવો, કાઢવો)

લહેજત (લ્હે) સ્ત્રી૦ [જુઓ લજ્જત] મજા(૨) રસ, સ્વાદ ૦દાર વિ૦ લહેજતવાળું

લહેજો (લ્હે) પું૦ [અ] પળ, ક્ષણ

લહેર (લ્હે) સ્ત્રી૦ [સ લહરિ ઉપરથી] તરંગ, મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઊંઘ કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા ચમન [–આવવી=મજા પડવી (૨) મોજાની માફક આવવું (૩) તાણ કે વાઈ આવવી (૪) કેફ કે વિષની અસરથી ઘેન આવવું. –ઉડાવવી, કરવી, મારવી=મજા કરવી –પડવી=મજા લાગવી –માં હોવું=ખુશ હોવું લહેરે ચડવું=તરંગમા ઊડવું (૨) ગમ્મતમા ઉત્સાહથી ઝીલવું (૩) સ્વચ્છંદે બોલવું, ચાલવું કે વિહરવું રત્નાકર સાગરની લહેર છે=બધી શુભ સંપત છે.] ૦વું અ૦ક્રિ૦ તરંગ ઊઠવો, મોજાની લહરી ચાલવી –રિયું ન૦ મોજાની ભાતનો સાલ્લો (૨) સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું (૩) જોડું. –રી વિ૦ આનંદી (૨) તરંગી (૩) ઇશ્કી (૪) ઉડાઉ (૫) સ્ત્રી૦ લહેર, મોજું

લહેવું (લ્હે) સ૦ક્રિ૦[પ્રા લહ(સં લભ્)]ધ્યાનપૂર્વક સાંભળવું (૨) ગણવું; માનવું, સમજવું; પિછાનવું (૩) ભાળવું (૪) પ્રાપ્ત કરવું; મેળવવું

**લળકવું** અ૦ ક્રિ૦ [સં लल्] ચમકારા મારવા. ઝળકવું (૨) ઉમંગથી ડોલતા ડોલતા આવવું (૩) લાલસા કરવી

**લળવું** અ૦ક્રિ૦ [સં लुल्;लल्; સર૦ મ लळणें] નમવું (૨) [સં लल्] પ્રેમથી ઉમળકામાં આવવું (૩) જુઓ લળકવું [લળી પડવું = નમી જવું. લળી લળીને = નીચા નમી નમીને ]

**લંક** વિ૦ [સં. लक् = મેળવવું, સર૦ હિં लोंका] પૈસાદાર (૨) પું૦ ઠગલો (૩) [સર૦ હિં लंक = કમર, કટિ] પાતળી કમ્મરનો લાંક; મરોડ [-લાગવો = શ્રીમંત થવું (૨) સફળ થવું, પાર પડી જવું ] [લંકા નગરી

**લંક**, ૦પુરી સ્ત્રી૦[જુઓ લંકા, સર૦ હિં ](સં.)

**લંકા** સ્ત્રી૦ [સં] (સં.) રાવણની નગરી (૨) સિલોન [-કરવી = સળગાવી મૂકવું, મોટી આગ લગાડવી (૨)ટેટાના સડસૂડિયા ભાગીને ગોળાકારે ગોઠવી સળગાવવા -જીતવી = મોટો વિજય મેળવવો -ની લાડી = ઘણે દૂરની કન્યા -બાળવી = ગુપ્ત વાત બહાર પાડી દેવી -લૂંટવી = ઘણો મોટો ખજાનો હાથ કરવો.]૦લીલા સ્ત્રી૦(લંકાની પેઠે)બાળી મૂકવું તે.-કેશ પું૦ [+ ईश](સં) રાવણ

**લંગડ**,-ડું વિ૦ [સં लग्; फा लंग] લૂલું, ખોડું; પાંગળું ૦ખા પું૦ લંગડો માણસ (જરાક મજાકમાં) -ડાવું અ૦ક્રિ૦ લંગડું ચાલવું -ડી(૦ઘોડી) સ્ત્રી૦ એક રમત

**લંગડો** પું૦ [સર૦હિં लँगडा]એ નામની જાતની કેરી કે આંબો -ડા કેરી સ્ત્રી૦ એ જાતની કેરી

**લંગર** ન૦[फा., દે णंगर]વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન (૨) સદાવ્રત, લંગરખાનું (૩) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું (૪) એક છેડે વજન બાંધેલી દોરી, લંગીસ (૫)[લા.]લાંબી હાર લંગાર [-ઉપાડવું, ઊંચકવું = વહાણનું લંગર જમીનમાંથી ખેંચી લેવું જેથી વહાણ મુસાફરી કરી શકે -નાખવું,ફાંસવું = નાંગરવું. -લડાવવાં = લંગીસ લડાવવું (૨)માંહોમાંહે કજિયો કરાવવો.]૦ખાનું ન૦ લંગર(૨)જુઓ ૦વા ન૦ એક છેડે વજન બાંધેલી દોરી (૨) અ૦ લંગર જાય તેટલું ૦વાર વિ૦ લંગરેલું. [-કરવું = હારબંધ ગોઠવવું ] ૦વું સ૦ક્રિ૦ લંગાવવું; લંગર નાખી વહાણ થોભાવવું (૨) એકને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩)[લા.] ફંદામાં નાખવું -રિયું ન૦ ઝાંઝર. -રી સ્ત્રી૦ નાનું ઝાંઝર

**લંગાર** સ્ત્રી૦ [જુઓ લંગર] લાંબી હાર, પંક્તિ (૨) સાંકળ ૦વું સ૦ક્રિ૦ જુઓ લંગરવું

**લંગાવું** અ૦ક્રિ૦ [સં लग्] લગડાવું

**લંગીસ** ન૦ પતંગના દિવસોમાં રમાતું લંગર (-લડાવવું)

**લંગૂર** ન૦ [જુઓ લંગૂલ] પૂંછડું.-ર(-રિયો) પું૦ વાંદરો ૦વા પું૦ કેડો; પીછો

**લંગૂલ** ન૦ [સં] લાંગૂલ પૂંછડી

**લંગોટ** પું૦ [સં लिंग + पट्ट; પ્રા लिंगवट्टो? સર૦ કાનડી लगुटी, હિં, મ.] લંગોટી જેવી લંબી પટીવાળું તથા લંગોટીની પેઠે પહેરાતું શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળું એક વસ્ત્ર. [-પહેરવો = કચ્છ ભીડવો -મારવો = લંગોટ પહેરવો (૨) સાધુ કે જોગી થવું (૩) પાસે હોય તે ઉડાવી દઈ કંગાલ થવું ] ૦બંધ વિ૦ લંગોટ પહેરેલું (૨) બ્રહ્મચારી. [-રહેવું = બ્રહ્મચર્ય પાળવું ] -ટિયું વિ૦ લંગોટી પહેરતું, નાની ઉંમરનું -ટિયો પું૦ બાળપણનો મિત્ર (૨) બાવો -ટી સ્ત્રી૦ માત્ર ઇંદ્રી ઢંકાય તેમ કમ્મરે બાંધેલી પટી કે દોરી સાથે ખેંચીને બાંધવાની લૂગડાની પટી [-મારવી, વાળવી = લંગોટીથી અંગ ઢાંકવું (૨) પાસેની માલમતા ઉડાવી દઈ ભિખારી થવું (૩) વૈરાગી થવું ] -ટો પું૦ મોટો લંગોટ (૨) જુઓ લંગોટિયો [-મારવો = કચ્છ ભીડવો ]

**લંઘન** ન૦ [સં] જુઓ ઉલ્લંઘન (૨) લાંઘણ -નીય વિ૦ ઓળંગી કે ઉથાપી શકાય એવું. -વું સ૦ક્રિ૦ જુઓ ઉલ્લંઘવું (૨) લાંઘવું

**લંઘાવું** અ૦ક્રિ૦ જુઓ લંગાવું, લેંઘાવું (૨) ઓસવાઈ જવું ઉદા૦ શાક લંઘાઈ ગયું

**લંઘી** સ્ત્રી૦ રાજિયા ગાઈ કુટાવનારી સ્ત્રી (૨) જુઓ વડારણ

**લંઘો** પું૦ શરણાઈ વગાડવાનો ધંધો કરનાર
**લંઘોરુ** સ્ત્રી૦ [સર૦ રંભોરુ] + સુંદર જાંઘવાળી -રૂપાળી સ્ત્રી
**લંઘ્ય** વિ૦ [સં.] જુઓ લંઘનીય
**લંચાવું** અ૰ક્રિ૰ [સ. લુંચ્] ઓસવાવું
**લંઠ(-ઠ)** વિ૦ [પ્રા. લટ્ઠિ (સ યષ્ટિ)=ડાંગ. લાઠી ઉપરથી; સર૦ મ. लंड] + લાંઠ, બદમાશ
**લંપ** ન૦ જુઓ લાપડું
**લંપટ** વિ૦ [સં] લપટાઈ લટ્ટુ બની ગયેલું (૨) વ્યભિચારી, વિષયી ૦તા, -ટાઈ સ્ત્રી૦
**લંબ** વિ૦ (૨) પું૦ [સં] 'પર્પેન્ડિક્યુલર' [ગ] (૩) વિ૦ લાંબું (૪) પું૦ ઓળંબો (૫) દરિયાનું પાણી માપવાની દોરી ૦ક પું૦ લંબ (ગ.) (૨) પરિચ્છેદ, અધ્યાય ૦કર્ણ વિ૦ લાંબા કાનવાળું (૨) પું૦ ગધેડો ૦ગોળ વિ૦(૨) પું૦ અંડાકાર, 'ઇલિપ્સોઇડ' (ગ), ૦ચોરસ વિ૦ (૨) પું૦ 'રેક્ટેન્ગલ' (ગ) ૦ન ન૦ લટકવું તે (૨) આલંબન; આશ્રય. ૦રેખા સ્ત્રી૦ લંબ લીટી (ગ) (૨) ઓળંબાની લીટી. ૦વર્તુલ(-ળ) ન૦ જુઓ લંબવૃત્ત. ૦વું સ૰ક્રિ૰ લટકવું; વળગવું. ૦વૃત્ત ન૦ 'ઇલિપ્સ' (ગ). ૦સંગમ પું૦ 'ઓર્થોસેન્ટર' (ગ) ૦સ્તની વિ૦ સ્ત્રી૦ લાંબા સ્તનવાળી. -બાઈ સ્ત્રી૦ લાંબાપણું કે તેનું માપ -બાણ ન૦ લાંબાપણું, દૂરતા (૨) લંબાવવું તે. -બાવવું સ૰ક્રિ૰ 'લંબાવું'નું પ્રેરક. -બાવું અ૰ક્રિ૰ લાંબું થવું (૨) ઘણો વખત ચાલવું
**લંબૂશ(-સ)** વિ૦ [લંબ, લાંબું ઉપરથી] સાધારણથી વધારે લાંબું કે ઊંચું (૨) પું૦ તેવું માણસ
**લંબોચાઈ** સ્ત્રી૦ [લંબ + ઊંચાઈ] સીધી-લંબ પ્રમાણે ઊંચાઈ
[ગણપતિ
**લંબોદર** વિ૦ [સં] ફૂંદાળું (૨) પું૦ (સ.)
**લા (')** સ્ત્રી૦ + [જુઓ લાય] જ્વાળા
**લા** [અ.] નકારદર્શક પૂર્વગ. ઉદા૦ લાઇલાજ
**લાઇલાજ** વિ૦ [અ.] નિરુપાય; લાચાર. -જી સ્ત્રી૦ નિરુપાયપણું, લાચારી
**લાઇલાહ ઇલ્લલ્લાહ મુહંમદર્રસૂલુલ્લાહ** વા૦પ્ર૦ [અ.] 'અલ્લા સિવાય કોઈ અલ્લા નથી ને મહંમદ એના રસૂલ છે' એ કલમો-ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત
**લાઇસન્સ** ન૦[ઇ] પરવાનો [-આપવું, લેવું]
**લાઓલાદ (ઓ)** વિ૦ [અ.] વાંઝિયું
**લાકડ** ન૦ [સર૦ મ.] જુઓ લક્કડ ૦કામ ન૦ લક્કડકામ ૦ફૂંક ન૦ લાકડાના ટુકડા વગેરે પરચૂરણ સામાન. ૦શી(-સી) વિ૦ જુઓ લક્કડશી ૦શી લાડુ પું૦ એક મીઠાઈ. -ડિયું વિ૦ લાકડાનું, -ના જેવું (૨) ડંડાબાજ, લાકડીથી કામ લેતું (૩) ન૦ જુઓ લક્કડિયું -ડી સ્ત્રી૦ સોટી; લાઠી [-ઉગામવી = મારવા માટે લાકડી ઊંચી કરવી -એ પાણી સીંચવું = પોતાને કરવાનું કામ બીજાને સોંપવું (જેથી તે બરાબર થાય નહીં) લાકડીઓ ઊડવી = લાકડીઓ વડે મારામારી થવી -કરવી = આગળી કરવી, ઉશ્કેરવું (૨) લાકડી વડે મારવું, દુઃખ દેવું -ઝાલવી = મારવા માટે હાથમાં લાકડી લેવી (૨) પ્રહાર કરે તે પહેલાં લાકડી પકડી લેવી (૩) દોરવું (૪) વૃદ્ધાવસ્થા આવવી. લાકડીથી પૂજા કરવી = લાકડી લઈને મારવું; દુઃખ દેવું -બતાવવી = લાકડી મારવાની બીક બતાવવી. -મારવી લાકડી વડે પ્રહાર કરવો. -રાખવી = લાકડી પાસે રાખવી (૨) માર મારવાની તૈયારી રાખવી -લેવી = મારવા માટે હાથમાં લાકડી લેવી (૨) ગુસ્સે થવું (૩) ઘડપણ કે અશક્તિને કારણે લાકડીનો ટેકો રાખવો એક લાકડીએ હાંકવું = બધા પર એકસરખો દોર રાખવો]
**લાકડું** ન૦ [સ लक्कुट, प्रा लक्कुड, સર૦ મ. लाकूड, હિં. लकड़ी] ઝાડના સૂકા થડ ડાળ વગેરે (૨) [લા] આડખીલી; નડતર, ગોદ (૩) બળતણ. [લાકડાની તલવારે લડવું = પૂરતાં સાધન વિના લડવું (૨) એવી રીતે ખોટો આડંબર કરી વ્યવહાર ચલાવ્યે રાખવો લાકડાની તરવારે મહિનો આવવો = ખોટો આડંબર કરી ચલાવ્યે રાખવું. લાકડાં કાપવાં = લક્ષમાં ન લેવા જેવું કામ કરવું. લાકડાં જોવાં = ઘર કે કુળ જોવું. લાકડાં પહોંચવાં = ચિતા માટે લાકડાં સ્મશાનમાં જવાં (એટલા

